રચનાર

સો. મ. દેસાઇ.



# દુઃખીને દિલાસો.



ભાગ મો.

આવૃત્તિ બીજી

પ્રસિદ્ધકર્તા

મેસર્સ એન. એમ. ત્રિપાઠી ઍન્ડ કંપની

મુંબઇ.

# સૂચના.

બહાર ગામના ઘરાકોને સૂચના કરવામાં આવે છે, કે હવે પછી નીકળનારા જેટલા ભાગોના પૈસા જે ઘરાકો આગાઉ ઉપર અમારા તરફ મોકલશે તેટલા ભાગો અમે માત્ર બુક પોસ્ટથી મોકલશું, જેથી વી. પી. ના બે આના દર વખતે ભરવા પડશે નહી. ગમે તો ૪ ભાગના ત્રણ રૂપ્યા, ૮ ભાગના છ રૂપ્યા, આગમચથી મોકલી આપવા. આઠે ભાગ સામટા મંગાવનારને પોસ્ટેજ પડશે નહી. છુટક મંગાવનારને કીમત ઉપરાંત પોસ્ટેજ જુદું પડશે.

**એન. એમ. ત્રિપાઠી ઍન્ડ કંપની.**

આ પુસ્તક મુંબઇ નં.-૭- ૭૭-૭૯ ચોપાટી રોડ પર લેડી નોર્થકોટ હિન્દુ ઓર્ફનેજ કે. એન. સેલર પ્રેસમાં જાદવજી પીતાંબર ઠક્કરે છાપ્યું છે અને મેસર્સ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપનીએ પ્રીન્સેસ સ્ટ્રીટ, કાલબાદેવી રોડ, મુંબઇ નં. ૨ માંથી પ્રગટ કર્યું છે.

# દુઃખીને દિલાસો.

## ભાગ ૮ મો.



રચનાર,

**સો૦ મ૦ દેસાઈ**

તે

પારસી અટકો અને નામો–આતસબેહેરામે દેશાઈ ખોરશેદ–**ઐયાંમે નૌસાલો**
હિંગામે નૌરોઝ-સીહા સંસાર–તવારીખે નવસારી–હિંદુસ્થાનનાં
આતસબેહરાંમો–નૂરજેહાન–બંદગી અને માથવાણીની મોતે-
બરી–ગાયકવાડ અને બ્રિટાનિયા–પ્રાણી મંડળ–ગંજે
શાયરાન–પારસી સુતકો–પારસીઓમાં લગ્નનું
જોડું–જમશેદની ઈતિહાસીક નિંદા–મહા-
રાણી વિકટોરિયાનું જીવન ચરિત્ર–સર-
સ્વતીવિલાસ–એડવર્ડ નામું–
દુઃખીને દિલાસો–
દાદારજીની દરબાર–
પારસી વિષયો–
પારસી પ્રજાને
અપીલ
ઇત્યાદિના
કર્તા.

**નવસારી.**

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ.**

**બીજી આવૃત્તિ.**

કિંમત રૂા. ૦–૧૨–૦

# ખુલાસો.

આ "દુઃખીને દિલાસા" સીરીઝ એ એક જાતની મોઝેઈક રચના છે. જુદા જુદા રંગના પથ્થર, કાચ, રત્ન, સંગેમરમર ઇત્યાદિના કટકાઓ કોઈ પદાર્થમાં જડીને જેવી રીતે જડાવ કામ કરવામાં આવે છે, તેવી રીતે કાવ્યમાં એક લીટી એક કાવની, તો બીજી લીટી બીજા કવિની, તો ત્રીજી ત્રીજા જ કવિની એમ ગોઠવીને કોઈ એક વિષય ઉપર કવિતા રચાય અને અર્થનો સંબંધ બરાબર આવે તે અલંકારને "પંચરંગિકા" કહેવામાં આવે છે. અંગ્રેજીમાં તેને Cantones અથવા Mosaics કહે છે, અને ફારસીમાં "મઇઅનત" કહે છે. આ યોજના કાવ્યમાં થતી આવી છે, પરંતુ અમે ગદ્ય લખાણમાં એ રૂઢિ દાખલ કરવા જેવું આ પુસ્તકોમાં કર્યું છે. ઘણા કવિઓ, ઘણા પંડિતો, ઘણા મહાત્માઓનાં વચનો, તથા રોમન અને ગ્રીક ફીલસુફોના વિચારોનાં ભાષાંતરો, તથા અંગ્રેજ લખનારાઓના તરજુમા કરીને કોઈનો ફકરો ક્યાંથી ને કોઈનો પરા ક્યાંથી એમ ગોઠવીને સડસડાટ વંચાય અને વિષય સમજી શકાય એવી રીતે મેળવણી કરવાની યોજના કરી છે. ૧ લા ભાગમાં જ લંબાણથી અમે કહ્યું છે, કે આ સીરીઝ બનાવવામાં મહા વિદ્વાનોના વિચારોને અમે તો માત્ર દોરામાં પરોવ્યા છે. કોઈ પણ કવેત, દોહરો, બેત કોટેશન, મારૂં પોતાનું નથી. બનતાં સુધી તો દરેક કોટેશનમાં કવિતા કે કવેતમાં કવિ કે લખનારનું નામ આવે છે જ; પરંતુ ૧૦ વરસથી આ સંગ્રહ ભેગો કરતાં લેખકનું નામ તે કોટેશન માટે મળી આવતું નથી તો તેને આવાં "અવતરણ" ચિન્હમાં લીધું છે. અર્થાત્, મારૂં બહુ થોડું છે, ને બીજા વિદ્વાનોનું જ પુષ્કળ ભરેલું છે. દસ વરસના મારા આ સંગ્રહમાં ઘણાં ઘણાં ન્યુસપેપરો, ચોપાન્યાં, તથા ફીલસુફીના પુસ્તકોમાંથી જે જે ફકરાઓ તથા ભાષાંતરો મુકેલાં છે, તે પૈકી જેનાં નામ તે

વખતે ટપકાવી લેવાનાં રહી ગયેલાં તે પણ અવતરણમાં મુકયાં છે; અને ૧ લા ભાગમાં તે વીશે ખુલ્લે ખુલ્લો ખુલાસો કરેલો છે જ; એટલે એ વીશે વારંવાર જણાવવાની હવે જરૂર રહી નથી* ૩૫ ભાગ પૂરા થશે ત્યારે વાંચનારાઓને એક નાની સરખી લાયબ્રેરી ભેગી કરેલી જણાશે. જેમ આગળ ચાલતા જઇશું તેમ તરેહવાર જાતનું જ્ઞાન એ બચુકલી લાયબ્રેરીમાં ભેગું થયેલું જણાશે. માટે અમારા આ કામને ઉત્તેજન મળવાની ઉમેદમાં અમે ખાત્રી રાખીએ છીયે, કે દરેક ગ્રાહક આ નવી જાતની ટ્રાવેલીંગ લાયબ્રેરી પોતાની પાસે રાખવાને ખુશી થશે.

## “ જ્ઞાનવર્ધક ” નો અભિપ્રાય.

( માર્ચ ૧૯૧૫. )

‘ દુઃખીને દિલાસો ’ ના પહેલા ત્રણ ભાગો એરવદ રૂસ્તમજી એજનજી રાનજી તરફથી અમને મળ્યા છે તેની પોહોંચ ઉપકાર સહીત સ્વીકારીએ છીએ. આ “ દિલાસા ” ના કર્તા મી૦ શો૦ મ૦ દેસાઇ જેમની ઠરેલ કલમનો આ લખનારને અંગત અનુભવ છે તે તે ૩૫ ભાગોમાં રફતે બહાર પાડનાર છે, કે જેથી સર્વ દુઃખીઆંઓને તેથી દિલાસો પામવાની તક મળી શકે.

અમારી તપાસ હેઠળના ત્રણ ભાગો મધેની સુંદર ભાષા— રચના, ઉંચ દષ્ટાંતો, અને સંગીન વિચારો તરફ જોતાં અમને દીસે છે કે મી૦ દેસાઈનું આ પુસ્તક ગુજરાતી સાહિત્યમાં એક આગેવાન સ્થાન લેવા યોગ્ય છે. આ બાહોશ પારસી લેખકની વધુ સીફારસ કર્યા વિના, અમે આ પુસ્તકના ભાગો સર્વ કોઇને વાંચવા મજબુત સીફારસ કરીએ છીએ. તે એટલા માટે કે તે વાંચવા પાછળ રોકેલો વખત કાંઈ ફોકટ જવાનો નથી.

---

* મૂળ ૩૫ ભાગ કરવા ધાર્યા હતા પણ તેના ૫૬ ભાગ થયા છે. અને તે બધા મળતા ન હોવાથી તે ભાગોની નવી આવૃત્તિ છપાવવાનું કામ મી૦ દેસાઇની મહેરબાનીથી અમે માથે લીધું છે તે ઇશ્વર પાર પાડશે એવી આશા છે.

પ્રકાશક.

અર્પણ.

# ખુદા રશીદા પરમાત્મા સ્વરૂપ

## પૂજ્ય સદ્દગુરૂ

# શ્રી મેહેરબાબા

તે

સકળગુણ સંપન્ન.

પાક શ્રી મહેરબાન શહેરિયાર ઇરાની,

જેમના આશીર્વાદ વડે

આ દેહ કૃતાર્થ છે,

તેમના પવિત્ર ચરણે.

# દુઃખીને દિલાસો.

## ભાગ ૮ મો.

### દિલાસા પત્ર ૮૧ મો.

When fortune or the gods afflict mankind, Compassion to the miserable is due; But when we suffer what we may prevent, At once we forfeit pity and esteem. *Higgons.*

‘જ્યારે કર્મસંજોગે કિંવા દેવતાઓ તરફથી મનુષ્યજાત પ્રત્યે દુઃખોનો ઉપદ્રવ ચાલુ હોય ત્યારે દયા અને દાઝ, માયા અને અનુકંપાની જરૂર હોય છે, પરંતુ જે દુઃખો આપણે સહન કરતા હોઈએ તે દુઃખો અટકાવવાનું આપણા હાથમાં હોય ત્યારે એમ જ જાણવું, કે તે આપણી ભુલ અથવા અપરાધને લીધે આવી પડેલું છે; અને તે દયા કે મમતાને પાત્ર હોતું નથી.’ **હીગન્સ.**

આમ છતાં જેઓ કર્મના સિધ્ધાંતને પૂરેપૂરી રીતે સમજતા હોય અને માનતા હોય તેઓને દુઃખની અસર ઓછી થાય છે. યાદ રાખ બંધુ! કે તારાં ભૂતકાળનાં અથવા વર્તમાન કાળનાં કરેલાં પાપોની સજા તે દુઃખ છે. ધ્યાન લગાવ ભાઈ! કે પૂર્વનાં

પાતકો એ જ તારાં દુ:ખોનું મૂળ છે. તે પાપનો ઢગલો જેમ જેમ ઓછો થતો જશે તેમ તેમ દુ:ખનો બોજો કમી થતો જશે. "બાદ અઝ રંજ રાહત અસ્ત" એટલે નદી પછી ઓવારા છે જ! દુનિયાં એકની એક સ્થિતિમાં રહેતી નથી; પણ પાંચ દહાડા દુ:ખના તો પાંચ દહાડા સુખના! દુ:ખ દોડે છે અને સુખ ચાલે છે. દુ:ખને પરમેશ્વરે આંખ આપેલી છે અને સુખને પગ આપ્યા છે. વળી દુ:ખ સુખની સરતમાં આ જગતમાં દુ:ખને ઇશ્વરે એ લાભ આપ્યો છે, કે ૧૦૦ કદમ આગમચ દુ:ખને છોડીને પછી સુખને પાછળથી છોડયું છે. વળી એક તો પાંખે ઉડવાનું અને સાથે ૧૦૦ કદમ આગળ. એટલે સુખ તો સરતના મેદાનમાં પાછળ જ રહી જાય છે. પરંતુ ઓ દુ:ખિયારી ગુલ! હેબતાઇશ નહી. દુ:ખ ઘણું દોડે છે અને અંતે થાકી જાય છે; જ્યારે સુખ ધીરે અને આસ્તે કદમે ચાલે છે તેથી એ સહીસલામત ધારેલે મથકે જઈ પહોંચે છે. એ રીતે દુ:ખને અને સુખને વેર છે.

રશિયન શહેનશાહતનો સ્થાપક **પીટર ધી ગ્રેટ** બધી રીતે સુખી હતો પરંતુ ઘરમાં એક નાના બાળકનુંએ માથું દુ:ખતું કે બેબાકળો બની પોતાને દુનિયાનો દુ:ખી માણસ કહેવડાવતો હતો! રોમન **ટીટસ** રાજા શાથી દુ:ખી હતો? તે રાત દહાડો તાજો તખ્તનાં દરેક સુખો હોવા છતાં એટલી જ ફીકર રાખ્યા કરતો, કે રખે મારી આગમચ મારો ભાઈ **ડોમિશીઆન** મરી જાય! ત્યારે પીટર અને ટીટસના જેવાં હરકે ને ટસ્કે થતાં દુ:ખો માટે દાઝ કે દિલાસો કેવી રીતે આપણે ધરાવી શકીએ? પણ દુ:ખ તેના ખરા આવેશમાં જ્યારે એક આદમજાત ઉપર બહાર આવેલું હોય ત્યારે દિલાસો દેનાર પોતે પણ દુ:ખી થઇ પડે છે.

ઈ. સ. ૧૭૮૩ માં આયરલૅંડના એક **ડનગેનન** નામના કસ્બામાં વસતી એક બચરવાળ દુઃખી ઓરત પોતાનાં ચાર છોકરાંને લઇ ભુખે મરતી હાલતમાં એક આટાવાળાની દુકાને• આવી. પોતાનું ગવન જે તેની લાજ ઢાંકવાને માટે એકલું જ બાકી રહેલું હતું તે આપીને તેણે થોડો લોટ માગ્યો. કેડે એક ધાવતું બચ્ચું વળગાડેલું હતું. ભુખે દુઃખી થઈ ગયેલી હોવાથી તે મોટા ઘરની છતાં, છેવટે પોતાની લજ્જાની પણ દરકાર વિના દુઃખના ડુંગરમાં દટાયલી ઓરતે આ પગલું ભર્યું. પરંતુ આટાવાળાની બાયડીએ લજ્જા છોડાવી લોટ આપવાની ના પાડી. દુઃખી માતા પોતાનાં ટળવળતાં છોકરાંઓને લઈ પાછી પોતાની ઝુંપડીમાં જઈ પડી. રાત્રે સુતી વખતે આ હકીકત લોટવાળાની સ્ત્રીએ પોતાના ધણીને કહી, કે લાગલો જ તે ઉઠયો ને ડબ્બો ભરીને લોટ લઈ તે ઝુંપડીમાં ગયો; પણ ઘણું મોડું થઈ ગયું હતું. દરિદ્રાવસ્થામાં પેલી મુએલી પડેલી હતી. ભુખ્યું બાળક મુએલી માવતરની મુએલી ધાઇ ધાવતું હતું અને ત્રણ છોકરાં માય-માય કરીને રડયા કરતાં હતાં! અહીં કીસમતના કહેરને માટે દિલાસાની જરૂર છે. હે ભાઇ હીરાલાલ! શું એથી વધુ દુઃખ તારી ઉપર પડયું છે કે ગમખારીની ગીરોગાનીમાં ગીરફતાર થઇ તું ગમગીન બેઠો છે? નહી. જો! Miseries are blessings in disguise 'દુઃખો અને આફતો પણ પોતાની સાથે છુપા આશીર્વાદ લેતાં આવે છે.' અને તે જ પ્રમાણે પેલા લક્ષાધીશ આટાવાળાએ ચાર છોકરાંને ઉછેર્યાં અને વાંઝીયો હોવાથી તેઓને પોતાના વારસો ગણીને પોતાનો તમામ વારસો તે તેમને આપી ગયો!

"કીસીકા દર્દ દેલ જાલીમ, તેરા બેદાદ કયા જાને ?
કે ગુજરી સાહેબ કે દિલમે, મગર જલ્લાદ કયા જાને ?"

હે દુઃખી દોરાબ ! આવતી કાલે કેમ **થશે** તેની ચિંતાથી તું **શા** માટે દુઃખી થાય છે ? તારાં દુઃખનું મૂળ જ ખોટી ચિંતા **છે.** ચિતા તો મુએલાંને બાળીને ખાક કરે છે, મગર ચિંતા **તો** જીવતાંને બાળીને ખાખ રાખ કરી મૂકે છે. તારો ભાઈ ગુજરી ગયો તેથી તું બીયે છે કે કાલે ઉઠીને બ્હેનને કંઇ કશું **થશે** તો હું શું કરીશ ? પરંતુ ભાઈ બ્હેન કોઈ તારાં **નથી.** **તેઓને** તેં પેદા કરેલ. માત્ર માયાની જાળમાં તને એમ લાગે છે કે આ મારો ભાઈ અને આ મારી બ્હેન ! પણ તે ખોટું છે. જેવા પૃથિવ ઉપર હજારો લાખો ને કરોડો **મુસાફરો** આવે છે અને જેટલો તેમને ને તારે સંબંધ છે, તેટલો **ને તેવો** જ સંબંધ તારો તારાં ભાઇ બ્હેનો સાથે છે. જે ચીજ **જેની** હોય તે ચીજ ઉપર તેનો હક. એ ચીજ તારી કે તારા **બાપની** નથી. તે પેદા કરવાવાળો કારીગર ચાહે ત્યારે તને **અનામત** રાખવા આપેલો, થોડો વખત સોંપેલો, માલ લઈ લેવાને હકદાર છે.

તારી દુકાને બીજા વેપારીએ એક નગદી સંભાળવા આપી **અને** જ્યારે તેનો માલ તે પાછો માગે છે ત્યારે તું ગાંડો રડે છે **શેનો** ? એવાં એવાં તો તારાં ભાઇઓ અને બ્હેનો કાંઈ લાખોલાખ તારા આગલા જન્મોમાં તું મુકી આવ્યો છે અને **તેઓના મુઆથી** **તું પૂર્વે જન્મોમાં જારજાર** રડ્યો છે, **પણ આજે ક્યાં છે તે** **લાખોલાખ ભાઈ બ્હેનોના** મરણની તારી **દિલગીરી ? સોરાબ,** તું **સમજ્યો ?**

જા જા. જીવ ગોઠવીને પરમેશ્વરનું ભજન કર. અગર જો તું તારાં ભાઈ બ્હેનના મરણથી રોતો હોય તો તારા **સ્વાર્થને લીધે** જ. જો પરમાર્થને લીધે તારૂં આવું આચરણ હોય તો ઉલટો તું તારાં વ્હાલાં ભાઇ બ્હેનોને ગમખાર કરીને ગોઝારાં પાડી ગભરાવે છે; કેમ કે મરનારોના આત્મા તારા તરફના લાંબા વખતના બાઝેલા પ્યારને લીધે તને રડતો કકળતો જોઈ અતિ દુઃખી થાય છે. તેઓ ચાહે છે, કે તું મૂર્ખાને, મુઆ પછીની સુખી હાલતથી તેઓ વાકેફ કરે. તેઓ ઇચ્છે છે કે તેઓ મુઆં નથી પણ વસ્તુતઃ તેઓ જીવે છે અને તારૂં દુઃખ દેખીને દુઃખી થાય છે. પણ તેઓ પાસે ખાકી શરીર નહી હોવાથી એ તને સમજાવવાને અશક્ત છે, માટે જો તારાં મુએલાં વ્હાલાંઓને કકળાવવાં કે દુઃખી કરવાં ન હોય તો તું દુઃખી ના થા અને ગમમાં ગીરફતાર મા થઈશ. તું બાજ રૂદન કરાવે છે અને આપણો હીરાલાલ બાપનું શ્રાદ્ધ કરાવે છે, તે શા થકી ? મુઆંએ ને પહોંચે, તેઓની ખુશનુદી થાય પણ તેઓ આશીર્વાદ મોકલે, તેટલા વાસ્તે એને તું ફરજીયાત ગણતો એ જાએ છે ને તેઓને દુઃખી એ કરતો જાય છે. માટે એ નાદાની છોડી દે.

**શ્રવણ** જેવા મહા પુરૂષને અપંગ માબાપનાં દુઃખનું દુઃખ લાગ્યું હતું ખરૂં. તેનો પિતા **શાન્તનુ** રૂષિ અને માતાજી **જ્ઞાનવતી** આંખે અપંગ હોવાથી પોતાની ખાંધે માછીના જેવી કાવડ લટકાવી અંધ માબાપને લઈ તે ફરતો હતો, પરંતુ જ્યારે **શિકારી દશરથ** નૃપતિના તીરથી તે વિંધાઈને મરણ પામ્યો, ત્યારે ઘરડો બાપ કલ્પાંત અને જારી કરતો બેઠો. તે વેળા એક સાધુએ મહેણું માર્યું, કે આટલાં વરસ તો અંધ માબાપને ખાંધે લઈ દેશે–દેશ ફરતાં તે સપૂત દુઃખ પામતો હતો અને જ્યારે ઈશ્વરે તેને

વખતસર બોલાવી લીધો તેનું એ તને દુઃખ થતું હોય તો તારી સેવા કરીને સુખી થનારા સપૂતને જ તું દુઃખ કરે છે. તે જ માફક હે ભાઈ! બ્હેન મરી ગયાથી તને બ્હેન જોઇતી હોય તો દુનિયામાં હજારો બ્હેન થવાને તૈયાર છે. હે બ્હેની! તારો ભાઈ મરી ગયો હોય ને ભાઈ જોઈતા હશે તો હજારો ભાઈઓ તને મળી આવશે. તારી એકલપેટી માયા છોડી દે તો સર્વ મનુષ્યો તારાં ભાઈ બ્હેનો જ છે.

> કાયા નહી તેરી, નહી તેરી, મત કર મેરી મેરી–કાયા૦
> ઓ તો દો દીનકી જીંદગાની, જેસો પથ્થર ઉપર પાની;
> એ તો હોવેગી ધુરધાની. અબ મત ગાફેલ રહેના બંદા,
> જુઠા લગા જગતકા ધંધા; પરા મોહ કાલકા ફંદા–કાયા૦

**શેકસ્પીઅર, સૉક્રેટીસ, મીલ્ટન, બાયરન,** વિગેરે વિગેરે પુષ્કળ ફીલસુફો અને કવિઓ ખરાબ ચાલની સ્ત્રી મળવાથી દુઃખી હતા. જ્યારે **મીરાંબાઇ, ગવરીબાઇ, સુલીબા** વિગેરે પત્નીઓએ, તરેહવાર સ્વભાવના પતિઓના દુઃખે વૈરાગ લીધો હતો. પરંતુ એ દુઃખો કરતાં કુદરતી હોનારતો અને સંજોગી દુઃખો તો ઉપરાછાપરી આવ્યાં જ રહે છે. સુખો જોડકાં થઇને આવતાં નથી, પણ દુઃખો તો હમેશાં જોડા જોડી જ આવે છે. કવિ શેકસ્પીઅર કહી ગયો છે કેઃ—

"When sorrows come, they come not single spies but battalions!"

એટલે, 'દુઃખની તો બટલ્યનોની માફક ધાડની ધાડ સામટી જ આવે છે.' પરન્તુ રાજવંશી દુઃખનો ખ્યાલ સામાન્ય લોકોને હોતો નથી. કેમ કે તાજ પહેરવાનું કાંઈ સર્વ માણસનાં

કીસ્મતમાં હોતું નથી. તેથી રાજવંશી દુઃખો જેવાં દુઃખો નથી. રાજા પાદશાહો પાસે જર, માલ, મીલકત અને જે જોઇએ તે એટલું તો હાજર હોય છે, કે ચાર આના કમાલો એક બેગારી થાકીને કંટાળવા છતાં, દિલમાં શક્તિ નહી છતાં કામ કરવું પડતું હોવાથી એટલો તો મુંઝાતો હોય છે, અગર એક દુકાળ્યું ભુખથી એટલું તો પિડાતું હોય છે, કે એક રાજાનાં ગમે એવાં દુઃખ તે ખુશીથી લેવાને રાજી થાય છે. મગર જ્યારે દુઃખી જગત જાણશે, કે એક દેશી ખંડીયા રાજાને દરરોજનાં પાંચ ખુનની માફીનો જે હક હતો, તે ૫૬ વરસ ઉપર અંગ્રેજ સરકારે છીનવી લીધો, ત્યારે તે એટલો તો દુઃખી થઇ પડ્યો, કે દહાડે ભુખ નહી અને રાત્રે ઉંઘ નહી એવી બુરી સ્થિતિમાં ટુંક વખતમાં તે મરણ પામ્યો! ત્યારે સાધારણ માણસ આવાં દુઃખની દયા ખાવાને બદલે હસી કાઢશે, પરંતુ પોતાનો હક ખોવાનું દુઃખ હકુમત કરનારાઓને અતિ મોટું હોય છે. વળી એક દેશી રાજાને ૧૧ તોપને બદલે ૯ તોપનું માન આપવાનો હુકમ છુટ્યો ત્યારથી તે દુઃખી એટલો થઇ પડ્યો કે, કદીએ મહેલની બહાર તે નીકળ્યો નહી, અને ગમખ્વારીમાં મરણ પામ્યો! એક દેશી રાજાની દરબારની બેઠક ડાબા હાથ ઉપર આવવાથી તેને એટલું બધું દુઃખ લાગ્યું, કે રાજપાટ છોડી તેણે વૈરાગ લીધો! જ્યારે આવાં દુઃખો સાધારણ લોકોને સાધારણ લાગે છે ત્યારે હક્કદારોને હક ડુબવાનાં દુઃખ અસાધારણ મોટાં લાગે છે. શું ત્યારે દુઃખો પેદા કરવા સારૂ માનવી પોતાના પેદા કરનારને ઠપકો આપશે?

જો ઉપર વર્ણવેલાં રાજવંશી દુઃખોને બીજાઓ દુઃખ કહેવાને

ના પાડતા હોય તો તેઓને જાણવા દો, કે તેમનાં દુઃખોને વળી તેમનાથી ઉતરતાં લોકો દુઃખ કહેવાને શરમાય છે. માટે છેવટે જોતાં દુઃખ એ મનનાં માની લીધેલાં કારણો જણાશે.

**ફેલીક્ષ** અને તેનો ભાઇ **પેલાસ** એ રોમની તવારીખના યોદ્ધાઓ ગણાઈ ગયા છે. પરંતુ સેંત પોલ જેવાની તપાસ ચલાવવાનું તેમને એટલે દરજ્જે હલકું લાગ્યું કે તે અભિમાની દુઃખની વેદનાથી વારંવાર બેશુદ્ધ થતા હતા! અને **ટેસીટસ** કહી ગયો છે કે તેનો ભાઈ **પેલાસ** પોતાને પાછલી જીંદગીમાં. દુઃખી એમ માનતો હતો કે તેનાથી પોતાના એક ગુલામની હાજરીમાં કાંઈ બોલ બોલાઇ ગયો હતો! કેમકે એ અહંકારી અધિરાજ એવું ગુમાન રાખતો કે ગુલામોને મોંઢેથી હુકમ નહી કરતાં નિશાનીથી ફરમાવવું! હવે એકવાર તેનાથી એક ગુલામને મોંઢેથી હુકમ આપી દેવાયાથી એટલો દુઃખમાં આવેલો પોતાને લેખતો કે તે કોઇ દિવસે હસ્યો જ નહી! જાઓ આ તે દુઃખો કે?

ત્યારે ઓ દુઃખી બાનુઓ ને ગૃહસ્થો! દુઃખ દુઃખ શું કરો છો? કંઈ જાત જાતના દુઃખોથી દુનિયા બેઝાર છે અને દિલાસો તે કોણ કોને આપે? તમે તમારા મહોલ્લામાં જ ફરો ને એક પણ ઘર દુઃખના નિસાસા મુકયા વિનાનું હોય તો પછી તમારાં દુઃખને ખાસ દુઃખ માનો; બાકી બાપ વિનાનો દીકરો કે પતિ વિનાની વિધવા, અગર મા વિનાની દીકરી તમને જ્યાં જોશો ત્યાં મળશે.

તમને જ એકલાંને કાંઈ એવું દુઃખ થયું નથી. પરંતુ આખરે ભાન ભુલેલા આપણે ઈનસાન છીએ તો સબુરી,

ધીરજ, હિંમત અને શાંતિ રાખવાથી પહાડ જેવું દુઃખ આકાશ તુટી પડયું હોય એવી આફત, એ સૌ ધીરે ધીરે કમતર થવાનું જ. લીલી સુકી પડશે ત્યારે જ દુનિયાને પીછાણશો

મહાન **નૅપોલીયન**ના આ શબ્દો છે કે " હું જ્યારે સુખી હતો ત્યારે હું એમ જ સમજતો કે મનુષ્ય માત્રને હુ ઓળખી ચુકયો; પરંતુ આખરે તો એવું જ માલમ પડયું કે મેં તેઓની ખરેખરી પરીક્ષા તો દુઃખના વખતમાં જ કરી ! '

માટે હે સખી! દુઃખડાં જોઈ જોઇને મરીએ તો પછી જીવન જોઈને શું કામ ડરીયે ? બસ માત્ર એટલો જ સધ્યારો **ટાસ્સન**ના શબ્દોમાં લેવો, કે If misfortune comes, she bring along the bravest virtues. ' જો કમનસીબ આવે છે તે તે તેની સાથે સારામાં સારા ગુણો લાવે છે.'

ખચિત, દુઃખથી માણુસ નીતિમાન થાય છે, વિવેકી થાય છે અને ત્યારે જ માલમ પડે છે, કે દુઃખ પણ હરિએ સારાંને જ કાજે પેદા કરેલું છે. આપણને સુધારનાર બીજું કોઇ નથી, પણ દુઃખ—**ગુરૂ** છે.

"મુજસે મરીજકુ તબીબ હાત તું અપના મત લગા;
મુજકુ ખુદાપે છોર દે, ફીર ખુદા જો હો સો હો ! "

યાને કેઃ–હે વૈદરાજ મારાં દરદને તારો હાથ ના લગાડ, મને તું ખુદા ઉપર જ છોડી દે, પછી ખુદાના હુકમથી જે થવાનું હશે તે થશે.



# દિલાસા પત્ર ૮૨ મો.



"Perfect happiness, I believe, was never intended by the Deity to be the lot of His creatures in this world; but that He has very much put in our power the nearness of our approaches to it, is what I have steadfastly believed." *Jefferson.*

'ઇશ્વરે એવું નિર્માણ તો કદીએ કરેલું નથી, કે એક મનુષ્યને આ દુનિયામાં સંપૂર્ણ સોળે સોળ આના સુખ બક્ષવું; તોપણ તે સંપૂર્ણ સુખ પ્રાપ્ત કરવાની સત્તા તો મનુષ્ય માત્રને તે માલેકે બક્ષેલી છે.' જેફર્સન.

હે જમીનદાર! તારૂં દુ:ખ આર પ્રકારનું છે. તારાથી ઢાકાની જાગીર મુકીને જરા પણ ખસાતું નથી. તું લક્ષાધીશ છે અને તને દુનિયાની મુસાફરી કરવાનો બહુ શોખ છે, પણ કલકત્તાનું પાદરે જોવા પામતો નથી. કાં? એમ કાં? તો કહે મારા દુ:ખની ભિતરની વાત કોણ જાણે? જો ઢાકાનું પાદર છોડીને જાઉં તો મારા ભાગદારો મારી જાગીરમાં પેશી જઈ કબજો કરી બેસે. મારા ભાયા ભાગ્યામાં એવી તો રસાકસી અને જીવ જોખમની વઢવાઢ છે કે હું જો જાગીર ઉપરથી જરા ખસું તો મારાં ખેતરો અને વાડી વજીફામાં તેઓ પ્રવેશ કરી મારા ઘરમાં પણ ઘુસી જાય. રાતદહાડો મને સંતાપ છે. મારા બે શત્રુઓના મુઆ વગર મારાથી ઘર મુકીને જરા ખસાય નહી. દોલત તો રેલમ છેલ છે, ફુરસદ તો જોઈએ એવી છે, પણ મારા

હુકો અને મારી માલ મીલકત ઉપર ત્રાપ મારવાને તલ્પેલા મુદ્દઈઓની કાંઈ કમી નથી. અરે! જાગીર આગળથી ૨–૪ કલાક પણ મારાથી બહાર હીલી હાલી શકાતુ નથી. કમબખ્તી! એના એ ઘેરામાં હું ફીકરે ફીકરે સોસાઈ જાઉં છું અને મારો છુટકારો થતો નથી. મોત પણ મને ભય પમાડે છે; કેમકે જો હું મરી જાઉં તો મારાં નાનાં બચ્ચાંઓને ભાગદારો ટકવા દેવાના નથી અને પાયમાલ કરશે. જેથી દૂર દેશની મુસાફરી જ જ્યારે ભારે લાગે છે ત્યારે બીજી જ દુનિયાની મુસાફરી તો મને કેવી ભારે થઇ પડે?

હે જમીનદાર! આદમી જ્યાં સુધી બહાર દેશાવર ખેડતો નથી ત્યાં સુધી તે હિંમતવાન અને અનુભવી થતો નથી. ગુલાબનું ફુલ બાગમાં જ ભરાઈ રહે છે ત્યાં સુધી તેને કાંટાના જ બિછાનામાં પડી રહેવું પડે છે, પણ બાગની બહાર જાય છે ત્યારે રાજાની પાઘડી ઉપર પણ ચઢી બેસે છે. 'ગમે એવા પીર પેગંબર પણ વતનમાં સબડયા કરે છે તો વખણાતા નથી.'

Even a prophet is not believed in his own town.

**તુલસીદાસે** જ્યારે દેશાટન કર્યું ત્યારે જ મોટો પૂજ્ય ગુરૂ જેવો થઈ પડચો. પરંતુ ઘણે વરસે તેની ઇચ્છા થઈ કે હવે જરા ગામ જાઉં. જ્યારે તેને પોતાને ગામે પૂર ઠાઠમાઠથી તેના ચેલાઓ તેને લઈ ગયા ત્યારે ગામમાં ધામધુમ થઇ રહી. સરઘસ નીકળ્યું; અને તેના બચપણમાં જે મહોલ્લામાં તે રમતો હતો તે મહોલ્લાની એક ડોસી ઓટલા ઉપર આવીને સૌ ભેગી સરઘસ જોવા લાગી. આંખની ઓજફને લીધે આંખ આગળ હાથ કરી તે ભગતને જોવા લાગી. ટીકી ટીકીને

જોવા પછી તે બોલી ઉઠીઃ-"અરે એ તો મૂઓ તળસિયો છે! બારે બાર રવડતો'તો તે વળી આજે ભગત થઈ નીકળ્યો કે!" આ શબ્દો તુલસીદાસને કાને પડતાં તે સરઘસ ઉભું રાખી ત્યાંથી જ પાછો ફર્યો અને તેણે દુહો કર્યો કે;

તુલસી કબુ ન જાઇએ, જહાં બાપકો ગામ;
દાસ રહ્યો, તુલસી રહ્યા, કહ્યો તળસિયો નામ.

હે તુલસીદાસ! બાપના ગામમાં તો કદીએ પડી ન રહીએ. જૂઓ; મને તુલસીદાસ કહેવાનું તો રહ્યું, પણ માત્ર તુલસી એ નામે પણ પેલી ડોસીએ નહી કહેતાં **તળસિયો** જેવા તુચ્છ નામે બોલાવ્યો! માટે હે જમીનદાર! વતનમાં જ પડીને સબડયા નહી કર. એકને એક ગામ પડી રહેવાથી જ તું દુઃખી થઈ પડયો છે. જીંદગીની એક પળનો ભરોસો નથી ત્યારે સેંકડો વરસ સુધી નિભે એટલો જર, માલ અને રોજી રજક જમાવ કરવા પછવાડે આપણે જુડી વેઠ શું કામ કરવી જોઇએ? હું મરી જઈશ તો મારાં બચ્ચાંઓનું શું થશે? હું દેશાવર જઈશ તો મારાં વ્હાલાંઓનું કેમ ચાલશે? એવા બળાપાના વિચારો કરી સબડ્યા કરનારાઓએ જાણવું જોઇએ કે હજારો ને લાખો દાખલાઓમાં એવું બનવા પામ્યું છે કે એવા ખ્યાલી બળાપા ને સંતાપ કરનારાઓના મરી ગયા પછી તેનાં બચ્ચાંઓ તો ઑર સુખી અને મોજમજા ભોગવવાને ભાગ્યશાળી થવા પામ્યાં છે. તું જ અમથો સંતાપ કરી કરીને મુઓ. હે ભાઈ! તારી પાછળ તો ઉલટાં તારાં બચ્ચાંઓ આનંદ આનંદ કરી વૈભવો ભોગવવાને ભાગ્યશાળી થવાનાં છે. તું આકાશ ઉપરથી જોશે, કે તું કમબખ્ત ને અભાગ્યો હતો ને બાળાંઓ તો અમન ચમન કરે છે.

"ઋતુ લતા પત્ર ફળ પુલ આપે યથા, માનવી મુર્ખ મન વ્યર્થ શોચે,
જેહના ભાગ્યમાં જે સમે લખ્યું તેહને તે સમે તે જ પોંચે."

જેમ એક બાગમાંનાં ફુલ માત્ર એક બે દહાડાની શોભા અને સુગંધી આપી તેના માળીની નજરથી નાબુદ થાય છે, તે જ મીસાલે આ દુનિયાનો જર અને માલ તેના માલેકનું દિલ જુજ વખત સુધી લાલચ અને ગમત ભરેલું રાખી અચણુચ અણદીઠ થઈ જાય છે. જર અને માલ ઉપર હંમેશ સુધીનો ભરોસો રાખવો તે ગોયા રેલતા દરિયાનાં મોજાંના સ્થિરપણાની આશા રાખવાની મૂર્ખાઈ જેવું છે. શત્રુ કાંઈ જાણતો એ ન હોય તે છતાં, તે આમ કરશે ને તેમ કરશે એવા વાહિયાત વિચારો કર્યા કરવાથી તેના અંતરમાં પણ તે વિચારો પેસી જશે. જો તમે ખરાબ સ્વભાવ અને બુરા વિચારોને તમારામાં પેસવા દેશો તો તમે તમારાં જીગરમાં એક રાક્ષસને વસાવી શકશો. તે રાક્ષસ પછી તમારા ઉપર સીતમગાર થઈ પડશે. તે સેતાન તમારી શાંતિ અને સુખ ચોરી લઇ જશે. તે રાક્ષસ તમારાં હૃદયમાં કિનો, ધિક્કાર અને દરેક પ્રકારના અવગુણોનો ભંડાર ભરશે. તેમ જ અદેખાઇ, હાયવોય, તથા ચિંતાનો કોઠાર ભરી દઈ તમારા શરીરનો તેમ જ તમારા જીવનો અંત લાવશે. માટે બધું જ ખાઇ જવાનો લોભ છોડો. ખરૂં નરૂં કરવાનું છોડી દેશો તો તમને રાહત મળશે. દરિયાનાં પાણી બધાં જ કાંઈ આપણા બાપનાં નથી. સર્વ વસ્તુનો નાશ થવા બેસે ત્યારે પંડિત પુરુષ અર્ધ વસ્તુ તજી દે છે અને અર્ધ વસ્તુથી કાર્ય કરે છે. કારણ કે આખી વસ્તુનો નાશ દુસ્તર હોય છે. શત્રુ બળવાન હોય તેની સાથે બાથ ભીડવા કરતાં આપણાથી તે ચડતો હોય તો

નમી જવું વધારે સારૂં છે. બળિયા સાથે બાથ લેવા કરતાં એક વાર તેના પગ ઉપર માથું મુકવાથી અગર તેના ખોળામાં એક વાર પાઘડી ઉતારવાથી કેટલી બધી મુશીબતો અને મુશ્કેલી તું ટાળી શકશે. એક ઉસ્તાદે પોતાના દીકરાને શિખામણ દેતી વખતે એમ કહ્યું હતું કે બેટા, તારા કરતાં વધારે કાબેલ અને વધારે ચાલાક શખ્સ સાથે બાથાબાથી રખે કરતો અને તેની ઉપર અણુઘટતી રીતના હુમલા રખે કરતો. સબબ કે, જેમ જંગલમાંની ઝાડીમાં આતશની ચીંગારી નાંખી તેને સળગાવી દેતાં વાર જ ગુસ્સા ભરેલા વાઘો મેદાન પડીને, પેલા ચીંગારી નાંખનારને ફાડી ખાય છે તે જ મીસાલે પેલો કાબેલ શખ્સ જોસમાં આવીને, પેલા અણુઘટતી રીતથી છેડતી શોધનારા મૂર્ખોનાં પીંછે પીંછાં વેરી નાંખે છે. ગુર્જર કવિએ કહ્યું છે કે;

છંછેડાયો નાગ, નહી વશ કોઇને થાએ;<br>
વકરાયો જે વાઘ, ઝાલતાં તે ન ઝલાએ;<br>
વનિતા વંકી જેહ, ઠામ એ તો નવ આવે;<br>
જુઠો થયો જે જન, કદી સાચો નવ કહાવે;<br>
રાજા જેને શિર રૂઠીઓ, તર્ત ક્રોધ તો નવ સમે;<br>
હમણાં તો કહે તે ઝાજીએ, જોઇએ હરિને શું ગમે.

૩ લાખ રૂપૈયાના ધણીને દરિદ્ર ફરતાં જોઈ કોઇએ પુછયું કે, કેમ ભાઇ! ત્રણના છ કરવા સારૂ આવી દળદેસરી વેઠીને દરિદ્ર ફરો છો કે? ત્યારે તે કહેવા લાગ્યો:—ભાઇ! મને તો મારા ૩ લાખની ઉપર એક રૂપિયો પણ વધુ જોઇતો નથી; પરંતુ એ ત્રણ લાખ જતા રહીને ૩ હજાર પણ રહેશે કે નહી તેની ચિંતામાં તથા રખે ચોરો આવી મારી દોલત

લુંટી જાય તેની ફીકરમાં મારાથી ઘર છોડી બીજે પરગામ પણ જવાતું નથી ને હું સુખે ધાન પણ ખાતો નથી!

વડોદરાના મહારાજા પહેલા **સયાજીરાવ** પણ મહેલની બહાર ઝાઝા નીકળતા નહોતા. રખે ગાદીના કોઇ દાવાદાર ઉભા થાય, રખે કાવત્રું રચીને મારી ઘાત કરાવી **ગાદી** પચાવી પાડે, એવી દહેશતને લીધે શહેર છોડીને માત્ર પરાં પણ જોતા નહોતા. તેમ જ **ખંડેરાવ** મહારાજા પણ પહેલ વહેલી આગગાડી નીકળી ત્યારે બહાર નીકળવા જ માગતા નહોતા. જેમ તેમ કરતાં ભરૂચનું પ્રદર્શન જોવા ને રેલ્વે ગાડીમાં બેઠા. પરંતુ દૈવયોગે ઇટોલા સ્ટેશન આગળ જરા ગાડીએ આંચકો ખાધો ત્યારે "દગો, દગો, હું વડોદરામાંથી અમથો બહાર નીકળ્યો!" આમ ગભરાઇ બોલી ઉઠયા હતા અને પાછળથી તો તેમને મુંબઇ અને બીજે બધે ફરવાનો શોખ લાગ્યો. આજે તેમના જ ગાદીવારસ શ્રીમંત સયાજીરાવ મહારાજા **નિડરપણે** દુનિયાની મુસાફરીઓ એક બે વાર નહી પણ ઘણી વાર કરે છે અને તેથી મોટા લાભો પોતાને અને પ્રજાને કરે છે. **તેઓ** તો ખંડો ખેડે છે તોએ તેમની ગાદી પચાવી પાડવા **કોઇએ** નીકળતું નથી? માટે હે જમીનદાર! બહાર નહી નીકળવાના તારા ધખારા છોડી દે. મરી જશે ત્યારે શું કરશે? **શાયર** અનવાર કહે છેઃ

**ઇન જેહાન બર મેસાલે મોરદારીસ્ત, કર્ગ સાનન્દ બર ઉ હઝાર હઝાર.**
**આંન હકીદા અમી ઝનદ મખમલ, વાં દીગરાર હમી ઝનદ મેન્કાર.**
**આખેરુલ અમ્ર એપરંદ હવા, આઝ હમે આ માંનદ ઇન મોરદાર.**

**આ જેહાંન એક મુવેલા મુરદાની મીસાલે છે અને તે**

મુરદા ઉપર તપ્યા કરનાર હઝારો હઝાર ગીધો મીસાલે દુનિયાને ચાહનારાં આદમીઓ છે અને તે ગીધો પેલા મુરદાનું ગોસ્ત ખાવા સારૂ એકને પંજો અને બીજાને ચાંચ મારીને ત્રીજા ચોથા વચ્ચે મારામારી તથા કાપાકાપી કરે છે અને તે અંતે સઘળાં ગીધો હવા ઉપર ઉડીને જતાં રહે છે પણ મુરદું તો પાછું જેમનું તેમ પડી રહે છે. યાને આદમીઓ આ દુનિયાને વાસ્તે ચિંતાતુર રહીને એકેક સાથે ટંટો, ઝગડો તથા લડાઇ ફેસાદ કરે છે, પરંતુ છેવટે તેઓ તો મરી જાય છે અને દુનિયા તો જેવી ને તેવી જ રહી જાય છે. પૈસો અહીંનો અહીં રહી જાય છે. જોડું હોય છે તે અહિંઆં સબડે છે. જમીન તો જ્યાં લાખો વરસથી પડેલી છે ત્યાં જ પડી રહેવાની અને આદમી તો ઉઠી ચાલવાનો.

> "લક્ષ્મી કહે મેં નિત્ય નવી, કેનાં ન પુરી આશ;
> કીતને સિંહાસન ચઢ ગયે, કીતને ગયે નિરાશ."

કોઇ પણ કાર્યમાં સંશય રાખી, દુશ્મન વિશે શક રાખી, નહી વાતની વાત વિષે શંકા રાખી, જે આદમીઓ દુઃખી થાય છે, તે આદમીઓ મિથ્યા ભૂતથી જ બીયે છે. માણસ વિષે શંકા, માલમિલકત વિષે સંશય, બાયડી છોકરાં વિષે સંશય. અરે ! આ શંકા, વહેમ ને સંશય જ તમારાં દુઃખો વધારે છે. "સંશયનું જ્ઞાન જુઠું, સંશયનું વૈરાગ્ય છોકરમત જેવું, ને સંશયનું ભજન ખોટું ને નિષ્ફળ છે. સંશયનો દેવ વ્યર્થ છે. સંશયથી રાખેલો ભાવ તથા સ્વભાવ વ્યર્થ છે અને નિશ્ચય વિના સંશયનું જે છે તે સર્વ વ્યર્થ છે; સંશયનું વ્રત, તીર્થ, પરમાર્થ, ભક્તિ, પ્રીતિ, સંગત સહુ વ્યર્થ છે. કેમકે તે

સંશયોને વધારે છે. સંશયથી લેવું, કરવું અથવા જીવવું વ્યર્થ છે. સંશયની પોથી, શાસ્ત્ર, વ્યુત્પત્તિ, સર્વે નિશ્ચય વિના વ્યર્થ છે. સંશયથી ડાહ્યો વ્યર્થ છે. સંશયની તરફેણ કરવી તે વ્યર્થ છે. સંશયરૂપી જ્ઞાનથી મોક્ષ થવાનો નહી. સંશયીને સંત વ્યર્થ છે, તથા પંડિત બહુશ્રુત નિશ્ચય વિના વ્યર્થ છે. નિશ્ચય વિના કોઈની કોઈ પણ વાત સાચી નહી. નિશ્ચય વિનાનું બોલવું કંટાળો ઉપજાવનારૂં છે; અને તે બેશક બકવાદની પેઠે વ્યર્થ છે. નિશ્ચય વિના કોઈને કાંઈ કહેવું તેમાં બેઉની ફજેતી છે, કેમકે કોઈ કાળે પણ સંશયથી સમાધાન થતું નથી. સંશય વિનાનું આત્મજ્ઞાન તથા નિશ્ચયનું સમાધાન તે જ સિદ્ધ પુરૂષનું લક્ષણ નિશ્ચયથી જાણવું." **દાસબોધ**ના આ સોનેરી શબ્દોનો વિચાર કરી તું તારા ભાગીદારોનો ભય ટાળી દે. જેનું હોય તેનું આપ, વહેંચીને ખા. એકલો હજમ કરવા માગશે તો અજીર્ણ થશે. અર્ધી રોટલી ખાવાથી આખી ઉંઘ આવશે ને આખી રોટલી ખાઈ જવાથી અર્ધી ઉંઘે જ ઉંઘાશે. જેનુ હોય તેનું તેને આપ અથવા લેવા દે. ઝોડીમાંનો પણ ભાગીઓ. વડો થવા માટે આવી વેઠ ના કર. વગર કારણે દુઃખી થવાથી દુશ્મનોની ચઢતી જ થાય. "મેં બડા" થવામાં જ સંતાપ છે. ઉંચી પદવીના માણસો કેટલું બધું ખમે છે? ઉંચી જગાઓ કદિએ તોફાન વગરની હોતી નથી. ઉંચી ઇમારતોના પાયા છાલકા હોય છે. તોફાની પવન ઉંચી ટેકરીઓ સાથે જ સદા અથડાય છે. દરેક વહેવારમાં માયા ના બાંધ. માયાના પાસામાં બંધાઈ ન જા. કેફી વસ્તુઓ વધારેલી વધે છે અને માયા તો કુદકે ને ભુસ્કે વધતી જ જાય છે. બધા સંતાપનું કારણ માયા જ છે.

**કાહેકું માયા દુઃખ કરિ જોરી, હાથ મુન ગજ પાંચ પછેવરી.**
**ના કો બંધન ભાઇ સાથી, બાંધે રહે તુરંગમ હાથી.**
મેડી મહલ બાવડી છાજા, છાંડી ગયે સબ ભૂપતિ રાજા.
કહે કબીર રામ લ્યો લાઇ, ધરી રહી માયા કાહુ ખાઇ. (કબીર)

અલ્યા જમીનદાર ! તેં તો તારા "જીવને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધરૂપી સળીયાવાળા પાંજરામાં કેદ કરેલો છે ને તે પાંજરાને 'હું' ને 'મારૂં' એ રૂપી બે પાટીઆં ઉંચે ને નીચે જડેલાં છે. આવાં પિંજરામાં ગોંધાયલો-ઘેરાયલો તારો જીવ, પુરૂષાર્થ વિના ને કળ જાણ્યા વિના નીકળી શકતો નથી. જો બંધનમાંથી મુક્ત થવા માટે સત્ય પુરૂષાર્થ કરે, સદ્‌ગુરૂને મળે, તે કુંચી બતાવે તે પ્રમાણે શ્રી હરિ યથાર્થ પિછાણે તો જ તારો છૂટવાનો પ્રયત્ન ફળીભૂત થાય." આ તારો જીવ લોભે કરીને ઘેરાયલો છે, તો અર્ધો લોભ પણ છોડી દે. સુખી થશે ને તું બહારની દુનિયા જોવા પામશે. તારી દોલત આ કેદખાનામાં શા ખપની ? હિસ્સેદાર, ભાગદાર, દાવેદાર, કિંવા હકદારનું જે હોય તે અદા કરવાથી ઇશ્વર તને બેવડું આપશે. માટે જરા કડવું મન કરીને પણ નાવારેસનું પતાવ, હકદારનું આપ, એટલે તારા જીવને નચિંતાઇ થવાથી તું આ દુનિયાની જ નહીં પણ પેલી દુનિયાની મુસાફરી કરતાં પણ ડરશે નહીં. એક જણે ખલીફા **અબ્બાસમ** ખુશી થાય એમ ચાડી લખી મોકલી, કે ફલાણો જણ પૈસાદાર હતો તે મરી ગયો છે અને તેને નાનો છોકરો છે, તેનો બાપ ઘણું ધન મૂકી ગયો છે, માટે, જો હુઝુરનો હુકમ હોય તો છોકરાના નિભાવ જેટલું રાખીને બાકીનું દરબારી કોશમાં નિક્ષેપ લેખે દાખલ કરૂં. છોકરો મોટો

થશે ત્યારે તેને સ્વાધીન કરી દઈશું અને હમણાં દરબારી કોશ તર થશે. મઆતસમે આ વાંચીને પછવાડે લખ્યું કે, "મરનારને પરમેશ્વર ક્ષમા કરે અને મિરાસના માલને બરકત દે; તથા માબાપ વિનાના છોકરાને ભલાઈની ખાતર સહાય કરે અને ચાડિયા લોકોને પ્રભુના ધિક્કારમાં સપડાયલા કરે." કાલની ખબર કોને છે? મોત આવશે ત્યારે તે નાવારેસને જ કદાચ બચાવશે ને મઆતસમને જ પહેલો ઘસડી લઈ જશે. કાંકે રામદાસજીનાં વચન છે કે, "મૃત્યુ નથી કહેતું કે, આ સાધક, સિદ્ધ, વૈદ્ય કે પંચાક્ષરી-ભૂવો છે. ગુસાંઇ, તપસ્વી, મનસ્વી, ઉદાસીન, ઋષીશ્વર, કવીશ્વર, કે દિગંબર થઈ સમાધિમાં બેઠેલાને પણ મરણ છે તે જાણતું નથી. મૃત્યુ નથી કહેતું કે આ હઠયોગી, રાજયોગી, નિરંતર વેરાગી, બ્રહ્મચારી, જટાધારી કે નિરાહારી યોગેશ્વર છે. મૃત્યુ નથી કહેતું કે આ સંત, મહંત કિવા ગુપ્ત થનાર, સ્વાધીન કે પરાધીન છે. તે તો સર્વ જીવોને ઝડપી ખાઇ જાય છે. જગતમાં કેટલાક મૃત્યુને માર્ગે લાગેલા છે, તેમાં કેટલાકે અર્ધો રસ્તો કાપ્યો છે ને કેટલાક વૃદ્ધપણા વડે છેવટે પહોંચ્યા છે. મૃત્યુ નથી કહેતું કે, આ જમીનદાર છે, જાગીરદાર છે, વતનદાર કે ઇનામદાર છે, આ બાળક, તરૂણ, સુલક્ષણ, ડાહ્યો, બહુ બોલનારો, ધૈર્યવાન, ઉદાર, સુંદર, કે ચતુર છે એ પણ મૃત્યુ તો જોતું નથી. મૃત્યુ નથી કહેતું કે આ પુણ્યવાન હરિદાસ, કે ઉત્તમ કામ કરનાર છે." અલ્યા! વળી મારો દુશ્મન કે દહાડે સપડાય, ક્યારે મરી જાય, કે હું નચિંતાઈથી બહાર દેશાવરની મુસાફરી કરૂં; એમ તું ઇચ્છા કર્યા કરશે અને તેને સપડાવવાને તું પોતે

થઇને તો કાંઇએ કામ નહી પણ કરતો હશે, તોપણ દુશ્મન જ્યારે સપડાય છે, મરી જાય છે, ત્યારે તે તેમ જ બીજાં લોકો વગર વાંકે તારી ઉપર બદનામી મુકશે, કે એ તો એણે ઉભું કર્યું, એ તો એણે મારી નાંખ્યો. તું કહેશે, કે ખુદાના સોગંદ લઈ કહું છું, કે હું એ બાબતમાં કાંઈ જ જાણતો નથી. પણ યાદ રાખ, કે તારી પેલી દૃઢ માઠી ઇચ્છાએ પણ પેલાની સપડામણીમાં ઘણું કામ બજાવેલું છે. તારી ભુંડી દૃઢ ઇચ્છાએ તેનું મોત નિપજાવ્યું છે અને તારા ઉપર જે આળ મુકાય છે તે કાંઈ સદંતર ખોટું હોતું નથી. તું જાણે કે હું ભલો ને ભલો રહું ને શત્રુ ઉપર બહારો બહાર જ આફત આવી પડે. તેમાં પણ તું ઠગાઇશ. શત્રુ ઉપર ઘાડ આવી પડવા સાથે ફરમાયશનીમાં તારૂં નામ તો આવવાનું જ. અર્થાત્–દુશ્મનને દુઃખ થવામાં પણ તું નરો કોરો વગર દુઃખે છટકી શકવાનો નથી. કાં કે તારી ઇચ્છાનું તેવું પ્રબળ હતું. જર, જોરૂ અને જમીન વિષેની તારી તૃષ્ણાનું તે જોર હતું.

માયા મરી ના મન મરે, મર મર ગયે શરીર,
આશા તૃષ્ણા ના મરે, કહેને દાસ કબીર.

તું તારા શત્રુની મરવાની આશામાં જીવે છે, પણ એ તારી આશા વ્હેલી ભ્રષ્ટ થશે. માટે એવી ખોટી આશા ઉપર તારા જીવને સંતાપિત ન કર. તારી આગળ સુખના ઢગલા વેરાયલા છે તે ઉપરથી હાથે કરીને ઉઠી જઇને આવી મિથ્યા આશાના દુઃખી ઢગલા ઉપર પડી રહેવાનું કાંઇ કારણ? યાદ રાખજે, કે આ મિથ્યા આશા છોડીશ ત્યારે જ તારાં દુઃખડાં તને છોડશે. ચંદ્રકાન્તમાં કહ્યું છે, કે

**आशैव राक्षसी पुंसामाशैव विषवल्लरी ।**
**आशैव जीर्णमदिरा धिगाशा सर्वदोषभूः ॥**

'આશા એ પુરૂષોને રાક્ષસી સમાન, વિષની વેલી સમાન તથા જીર્ણ મંદિર સમાન છે. સર્વ દોષોની ભૂમિરૂપ એ આશાને ધિક્કાર પડો.' તારી દોલત જ ખરૂં પુછાવે તો તારી દુશ્મન છે. આ દોલતે ને આ જાગીરે કરીને તું શ્રીમંત નહી પણ ગરીબ જ છે. તારી અદેખાઇ કરતાં તારી દયા કરવી એ જ વાજબી છે. રામતીર્થ કહે છે તેમ,

"કેટલીક વાર અનીતિમાન મનુષ્યો પૈસાદાર બની ગયેલા આપણે જોઈએ છીએ, પણ તે પૈસો કાંઇ ખરી લક્ષ્મી તરીકે ગણાય નહી. શું એ લક્ષ્મી છતાં તે મનુષ્ય આનંદ, હૃદયનો આનંદ ભોગવી શકે છે? શું તેનું શરીર અને મન હંમેશ ગરમ અને તન્દુરસ્ત સ્થિતિથી જુદી જ સ્થિતિવાળું નથી હોતું? એવી જાતની લક્ષ્મી કે જે કદી ખરી લક્ષ્મી કહી શકાશે નહી, તે અને બીજાની દેખીતી ગરીબાઈ પણ હૃદયની શ્રીમંતાઈ વચ્ચે શો તફાવત છે, તે જોવો હોય તો તમારા અંતરાત્મારૂપી મઠમાં—દિલરૂપી ઉપાસરામાં—હૃદયરૂપી દેવળમાં—અંતઃકરણ-રૂપી ગુફામાં અને અંતરરૂપી મસજીદમાં પ્રવેશ કરો." ચઢતી દશાવાળો કે પડતી દશાવાળો અથવા દોલતમંદ કે નાચીજ ફકીર સઉ એક સરખી જ રીતે આ દુનિયામાં ફના થવાના છે, વાસ્તે છેવટના મકાન કાજે જો કાંઇ તફાવત અથવા ચઢતો ઉતરતો દરજ્જો માગવાની તારી ખાએશ હોય, તો આ દુનિયા મધેની પોતાની કરણીનું ચઢતું ઉતરતું તોલ પક્કા ધ્યાનથી

તારે તપાસતાં રહેવું જોઈએ. ડાહ્યા માણસો તો **એમ જ** કહેશે કે, "ખાવા પીવા જેટલું દ્રવ્ય **અને** ઉપદ્રવ **વિનાનું** એકાંત સ્થળ જો મળે તો, અરણ્યમાં વાસ સારો, પણ શહેરમાં રહીને નાના પ્રકારના શરીરને અને મનને ઉપદ્રવ ભોગવીને, શ્રીમંતાઈના ડોળમાં રહેવું કાંઈ સારૂં નહી. કહેશો કે, વિજનવાસમાં એટલું સુખ છે ત્યારે લોકો નગરમાં કેમ રહે છે? તો તેનાં કારણ ઘણાં છે. કેટલાકને વાદ પ્રતિવાદ સારૂ રહેવું પડે છે. કેટલાકને રાજ કામ સારૂ, કેટલાકને વાદ પ્રતિવાદ સારૂ, રહેવું પડે છે. કેટલાક ગુણવાનના સમાગમ સારૂ રહે છે. કેટલાક પોતાના વૃદ્ધ રહેતા આવ્યા માટે, કેટલાક સ્નેહી સંબંધી સારૂ, કેટલાક નગર એ દ્રવ્ય મેળવવાનું ઠેકાણું છે તે સારૂ રહે છે. કેટલાક વિદ્વાન કુશળ છે તે નગરમાં રહીને એવું ઇચ્છે છે. કે અમુક સંખ્યા દ્રવ્ય મેળવીને, પોતાના ગામમાં જઇને સુખ ભોગવીશું. બીજા કેટલાક જન્મસુધી નગરમાં દુઃખ ભોગવે છે, તેમના મનમાં એવું કે, વૃદ્ધાવસ્થામાં નગર મૂકીને એકાદી નદીને તીરે અથવા તીરથમાં જઇને સુખે કરીને આયુષ્ય પૂર્ણ કરીશું. એટલે નગરવાસી લોકોમાં ઘણું કરીને એવા કોઇ જાણતો નથી કે, જેના મનમાં વિજનવાસ કરવાની ઇચ્છા નથી. મોટા મોટા જુના કવિઓએ પણ વર્ણન કર્યું છે કે, મન સ્વચ્છ રાખવાને, પુણ્ય કરવાને અથવા આરોગ્ય ભોગવવાને, એકાંતવાસ જેવું બીજું સાધન નથી."

**હે જમીનદાર! શત્રુની ખોટી બીક બીલકુલ રાખીશ નહી. શું તેમનાં કાંઇ બે માથાં છે, કે તારા કબજાની મિલકત કે ઘરમાં પ્રવેશ કરે? સરકાર અને ઇનસાફનો શું ગમે એવા**

હરામીને પણ ડર હોતો નથી ? તારો ખોટો ધખારો કાઢી નાંખ ને સુખે બહાર દેશ ફરી આવ. એકની એક દુઃખ આપનારી જગાએથી માણસે વહેલાં ખસી જવું જોઈએ. આજકાલ કરતાં કાળ આવીને ઉભો રહેશે ત્યારે તારા સગીર વારસોનો ઇશ્વર સિવાય કોણ વાલી થશે ? સગાં વહાલાં તો શત્રુ છે ત્યારે નાનાં ભુલકાંઓનો હાથ પ્રભુ શિવાય કોના હાથમાં આપશે ? માટે ખોટો આભાસરૂપી ભય ત્યજી દે. સુખી થા. દુઃખી મા રહે. એક ગુર્જર કવિનાં વચન છે કે–

"પાંખ તું કાળની ઝાંખ ઝીણાશથી, વેગ વિજળી તણો જાય હારી,
હુનરનો પાર નહી યાર આ વારમાં, શીખવા સાધજે રીત સારી;
કઠણ બા'દુર તુજ દીલ બેદીલ થઇ, મોતની જોત જાણે જ ઝાઝી,
રામ બોલો ભાઇ, રામ બોલો થશે, જાય સમશાનમાં શબ્દ ગાજી."

# દિલાસા પત્ર ૮૩ મો.

" Happiness depends on the prudent constitution of the babits; and it is the business of religion, not so much to extinguish our desires, as to regulate and direct them to valuable, well chosen objects."

*Paley.*

' આપણી ચાલુ ટેવોની દૂરદર્શી રાજ્યનીતિ ઉપર જ આપણા સુખનો આધાર રહેલો છે. સુખ માટેની આપણી ઇચ્છાઓને કચડી નાંખવાને બદલે આપણી ઇચ્છીત વસ્તુઓ માટેનો આપણો માર્ગ જે રીતિથી સરળ બને તે રીતિને માર્ગે લગાડવાનું કામ ધર્મનું છે. ' પેલી.

એટલે આપણે ધારીએ તે કાંઈ થઇ શકતું નથી. માનવી ધારે છે શું ને ખુદા કરે છે શું! આંકો આવી રહેલા બાપને માટે તૈયાર કરેલું કફન, પથ્થરમાંથી પાણી કાઢે એવા રાતા માતા સાજા તાજા દીકરાને માટે વપરાય છે. પ્રિન્સ **વિકટર**ના માટે કેળવાયલાં લગ્નનો સામાન તેના મૈયતમાં વપરાયો. પ્રિન્સ વિકટરને વરવાને ઉભેલી પ્રિન્સેસ મેરી, તે જ વિકટરના ભાઇ **જ્યૉર્જ** સાથે પરણે છે અને આજે ઇંગ્લંડની રાણી થઇ બેઠી છે. આઠ **વરસ ઉપર મહાન નર દાદાભાઈ નવરોજીના મરણની ખુમથી નવસારીમાં હડતાળ પડાવવા નીકળેલા પહેલવાન પારસી મંછા નરસંગનું હડતાળની અડફટમાં મોત નિપજે છે અને આપણા દાદાભાઇ તો જીવતા જાગતા વરસોવાની ઠંડી લહેકી લે છે. એ**

ગની ! શું હજીએ આવાં ઉલટ પાલટ દુનિયાઈ ચક્કરનો અનુભવ નહી થયો, કે તું ઇશ્વરને ઠપકો આપી બોલવાની હિમ્મત કરે છે, કે અરે પરમેશ્વર ! તેં આટલાં આટલાં વરસો પરમેશ્વરપણું ચલાવ્યું, તોએ ખાટલે મરવા પડેલા જીજાને ઉંચકી લઇ જવાને બદલે મારા ચીચાને તું તો ભુલમાં ઉંચકી લઇ ચાલ્યો ! કબીરવાણીમાં કહ્યું છે, કે

> સાહેબસે સબ કછુ બને, બંદેસે કછુ નાય;
> રાઇકા પર્વત કરે, ઔર પરવત રાઇ માય.

તે સાહેબથી જ બધું બને છે, આપણાથી કાંઇ થઇ શકે નહી. તે સાહેબ ચાહે તો રાઇનો પર્વત, ને પર્વતની રાઇ કરી નાંખે. એટલે કે, જે કાંઈ બને છે તે ખુદાના હુકમથી બને છે માણસથી કાંઈ બનતું નથી. હે ગની ! ફારસી સાયરે કહેલ આ વાત સાંભળ અને પછી ખુદાની મરજી વિષેનો વિચાર કરી તારૂં દુઃખ કમી કર. એક ગરીબ દરવેશ ઉઘાડે માથે અને ઉઘાડે પગે કુફાથી ચાલતો હીજાઝ ભણી જતો હતો રસ્તામાં અમારો કાફલો તેની સાથે થયો. મેં જોયું કે તેની પાસે એક દોકડો પણ નહી હતો છતાં તે ખુશાલ ચહેરે આગળ ચાલતો જતો હતો ને તે બોલતો હતો કેઃ—

> નેહ બર ઉશતુરી સવારમ, નેહ ચું ઉશતર ગીરેબારમ;
> નેહ ખુદાવંદે રૈયત, નેહ ગુલામે શહેરયારમ;
> ગમે મૌજુદ વ પરેશાનીએ મઅદુમ નદારમ;
> નફસી મીઝનમ આસુદેહ વ ઉમ્રી બસર આરમ

'હું નથી ઉંટ ઉપર સ્વાર થયલો, કે નથી ઉંટની માફક મારી ઉપર ભાર પડેલો. નથી હું રૈયતનો રાજા, કે નથી હું

કોઈ રાજાનો ગુલામ. મને વખતની નથી કાંઈ ફીકર, કે નથી ગયા કે આવતા વખતનું દુઃખ. હું તો સંતોષના દમ ખેંચું છું અને મારી જીંદગી શાંતિમાં પસાર કરૂં છું.' એક ઉંટના સ્વારે તેને પુછયું કે અએ દરવેશ! તું ક્યાં જાય છે? હીજાઝ વેર તારાથી ચલાશે નહી ને તું રેતીના થાકથી જરૂર મરી જશે. દરવેશે તેની કાંઇએ દરકાર કરી નહી અને રેતીના રણમાં ચાલતો થયો. જેવા અમે બેની મહ્દસ્દના ટપ્પા આગળ આવી પહોંચ્યા તેવામાં પેલો ઉંટનો સ્વાર તો મરી જવા લાગ્યો. પેલો દરવેશ તેના બીછાના આગળ ગયો અને કહેવા લાગ્યો કે, હું તો થાકથી કાંઈ મરી ગયો નહી, જ્યારે તું તો મજબુત ઉંટ ઉપર બેઠેલો છતાં મરી ચાલ્યો!

> શખ્સી હમે શબ બર સરે બીમાર ગેરીસ્ત,
> ચું રૂઝ શુદ આન બેમુર્દ વ બીમાર બેઝીસ્ત.

એક શખ્સ એક બીમારના બીછાના આગળ રડ્યા કર્યો, કે તે મારો વહાલો મરી જશે, પણ સવાર થતાં તો તે પોતે જ મરી ગયો, જ્યારે બીમાર શખ્સ ઉભો થયો!

> અઈ! બસા અસ્પે તીઝરવ કે બેમાન્દ;
> કે ખરે લન્ગ જાન બ મનઝેલ બુર્દ.
> બસ કે દર ખાક તનદુરસ્તાનરા;
> દફ્ન કરદન્દ વ ઝખમ ખુરદેહ નમુર્દ.

'હે ભલા! કાંઈ કાંઈ તેજી ઘોડાઓ થાકીને પટકાઈ ગયા છે, જ્યારે લંગડું ગધેડું આખી મજલ સહીસલામત કાપી ગયું છે. ઘણી જ વખત એમ બને છે, કે તંદોરસ્ત અને મજબુત માણસો ઘોરમાં દટાય છે, જ્યારે ઘાયલ થયલાઓ જીવ્યા જ

કરે છે.' સ્વામિ રામતીર્થ કહે છે તેમ વખત આવે ઈશ્વરી **નિયમો** જ મનુષ્યને બંદૂકની સંગીન વડે ધાર્મિક બનાવે છે. ઈશ્વરી નિયમો જ આપણને વારંવાર પ્રહારો કરી જાગૃત કરે છે. ઈશ્વરી નિયમો કોઈને છોડતા નથી. ઈશ્વરી નિયમો જ સત્ય છે. બીજું બધું અસત્ય છે. કુદરતના નિયમોરૂપી મહાસાગરમાં નામ, રૂપ, અને વ્યક્તિઓ, માત્ર પરપોટા સમાન છે. ત્રણે કાળથી જે બાધિત ન થાય અને નિત્ય રહે એ સત્યનું સ્વરૂપ છે.

એટલે ઈશ્વરના નિયમો અને ઈશ્વરની કરામત શું ન કરશે તે કોઈ કળી નહી શકે, માટે ભારે આફતમાં પણ તેની કરામત ઉપર સારૂ થવાની આશા બાંધ. યોગિની **રોહીના,** કુમાર ટાગોરની પુત્રી હતી તેને **લાલબિહારી** નામે વિદ્વાન સાથે પરણવા ગમતું હતું. પણ તેના બાપની મરજી કોઈ રાજકુમાર સાથે પરણાવવાની હોવાથી લાલબિહારીની ઘણી ઘણી માગણી છતાં ટાગોરે ના પાડી, ત્યારે તે નિરાશામાં દેશ છોડી ગયો. આમ થવાથી રોહીના દુઃખમાં અફસોસ ભરેલી રીતે દહાડા કાઢવા લાગી, કે હું મરૂં તો મારો લાલબિહારી છુટે. તેથી નિરાશામાં તે નદીમાં પડી આપઘાત કરવા ગઇ. એવામાં કુદરતે શું કર્યું, કે નદીના ઉછળતા મોજામાં તણાતો લાલબિહારી જ કિનારે આવી તેના પગ આગળ થઈ રહ્યો ! બન્ને જણાં આ ચમત્કારથી સ્તબ્ધ થઈ બેશુદ્ધ થઇ ગયાં. પાછળથી અનેક દુઃખો ખમવા બાદ, આવો ઈશ્વરનો ચમત્કાર જાણી ટાગોરે હર્ષભેર લાલ સાથે પુત્રીને પરણાવી હતી. હે ગની ! આ ઉપરથી ઈશ્વરની લીલા સમજી લે. તારે અંતસુધી નિરાશ થવું જોઈતું નથી. **નઝીર** કહે છે તેમ

**અકલ પર નાજ હુએ કુદરત પ નજર કીસકો હુએ ?**
**સબકો ફીકર આજકી હુએ, કલકી ખબર કીસકો હુએ ?**

પેગંબર **મહમદ** માટે કહેવાય છે, કે તેમની માતા જે દિવસે મરવા જેટલી હદે કષ્ટાતી હતી, તે જ મિતિએ મહમદ સાહેબ જન્મ્યા હતા. તે જ મિતિએ યાને વર્ષગાંઠને દહાડે જ્યારે ધામધુમ ચાલી રહી ત્યારે તેમની વફાત થઈ હતી ! યાને મરણ નીપજ્યું હતું. જેથી તેમની વફાતને "બડી વફાત" કહી વધાવી લેવામાં આવે છે. જે મિતિએ જન્મ્યા તે જ મિતિએ મરણ પામ્યા, પરંતુ મરવાને દહાડે જન્મ્યા અને જન્મ દિવસને દહાડે જ મરણ પામ્યા. ત્યારે માણસનું શુભ અશુભ ધારેલું રહ્યું કયાં ? એ તો ચોક્કસ જ છે કે હર હીલે રોજી હર બાંહને મોત. આ ઉપરથી હે ગની, તું ખાત્રીથી માનજે કે આ જગત સાથનો તારો મારો સંબંધ ઇશ્વરેચ્છાથી જ બંધાયો છે. જે બંધન બંધાયું છે તે તોડવાને એક પતિનું ધાર્યું બ્રષ્ટ થાય છે, તેમ એક સંબંધીનું ચિંત્યું નષ્ટ થાય છે. દુઃખ, દર્દ, સંકટ, કે છેવટ મોતના સંબંધી બંધનો મનુષ્યનાં ધારેલાં થતાં હોય તો ઇશ્વરના હાથની જરૂર જ ન રહેત. જેથી "સ્ત્રી પુરૂષના તો શું, પણ આ જગતના સઘળા સંબંધ અમુક સમય સુધીના ઇશ્વરેચ્છાથી નિર્માણ થએલા હોય છે. જેમ દેવું પતાવ્યું એટલે લેણીઆત અને દેવાદારનો સંબંધ પુરો થાય છે, તેમ જ પૂર્વનો ઋણાનુબંધ પુરો થયો, એટલે અહીંના સંસારનો સંબંધ પણ પુરો થાય છે. સંસારના સઘળા સંબંધ પૂર્વેના ઋણાનુબંધ વડે જ નિર્માણ થએલા હોય છે. ભાડાની ગાડીમાં બેઠેલાઓનો તે ગાડી સાથેનો સંબંધ, જ્યાં

સુધીના પૈસા આપ્યા હોય ત્યાં સુધીનો જ છે. માટે હે ગની! પૂર્વના કોઈ ઋણાનુબંધથી આ જન્મે બંધાયલો તમારો દંપતીરૂપ દેખાતો સંબંધ, તે ઋણાનુબંધ પુરો થવાની સાથે જ પુરો થયો હોય, તો તે માટે તમારે શોક કરવો, એ મૂર્ખતા નથી? એ ઋણાનુબંધ જો પુરો થયો હોય તો ગમે તેટલા ઉપાયથી પાછો સંધાવો દુર્લભ છે તો પછી શોક કરવાથી શું ફળ?" (ચં. કા.) દરેક માલમિલકત, ઘરબાર, બાયડી છોકરાં, કે તમામ જગત સાથના જ્યારે સંબંધ છુટા પડવાનું ઇશ્વરી નિયમથી જ અંકિત થયેલું છે તો પછી ઘર બળી જાય, પૈસા ગુમાવી બેસો, દીકરા દીકરી મરી જાય તે સર્વમાં ગનીની તાકાત ઇશ્વરેચ્છા આગળ તુચ્છ સમજવી.

ખલક સબ રેનકા સપના, સમજ મન કોઈ નહી અપના.
કઠણ હૈ લોભકી ધારા, બહે સબ જાત સંસારા--ખલક૦
ઘડા જ્યું નીરકા ફુટા, પતા જ્યું ડારસે તુટા--ખલક૦
એસી નર જાન જીંદગાની, સમજ મન ચેત અભીમાની.—ખલક૦
ભુલ્યો મત દેખ તન ગોરા, જગતમેં જીવના થોડા--ખલક૦
તજો મદ, લોભ ચતુરાઇ, રહો નિઃશંક જગમાંહી.--ખલક૦
કુટુંબ પરિવાર, સુતદારા, ઉસી દીન હોયગા નીયારા,---ખલક૦
નીકસ જબ પ્રાન જાયેગા, કોઇ નહી કામ આવેગા.--ખલક૦
સદા મત જાનો એ દેહા, લગાવો રામમે નેહા--ખલક૦
કાટેગી જનમકી ફાસી, કહે કબીર અવીનાસી.--ખલક૦

પાદશાહી રાજનીતિમાં એક ઉદાહરણ આપે છે કે બલ્ખના અમીરનો દીકરો ફરતો ફરતો એક વાડી ભણી નીકળી ગયો, ત્યાં એક ઘરડો પારસી વાડીનું કામ કરતો હતો અને ઝાડ રોપતો

હતો. તે જોઇ અમીરજાદે કહ્યું કે, "અરે ડોસા! હમણાં તો તું ઘોરમાં જવા જેવો થયો છે તો આ ઝાડનાં ફળ ખાવાને જીવીશ નહી." તે બોલ્યો, "આપ કહો છો તો હું આ ઝાડનો મેવો નહી ખાઉં. યાદ રાખજો કે રોપે કોણ, ને ખાય કોણ! પણ જો મારો દાદો આ ખેતરમાં પોતે જ ફળ ખાવાનું ધારીને આ ઝાડો રોપત તો હું ફળ ખાત નહી. માટે મારાં રોપેલાં ઝાડનાં ફળ મારા વારસો ખાશે અને હું ખાવા પામીશ નહી એમ ન ધારવું. કુદરત મોટી છે. કેટલીક વેળા વીત્યા પછી ઝાડને જ્યારે મેવો થયો ત્યારે ફરી તે અમીરજાદો ત્યાં જઈ ચઢયો, પણ પેલા પારશીએ તેને ઓળખ્યો નહી. તેણે એની પાસે મેવો માગ્યો, તે એણે તેને આપ્યો નહી અને પોતે ખાધો પણ નહી. તે જોઇને કારણ પૂછતાં તેણે કહ્યું કે, "મારા અમીરઝાદા આગળ મેવો નહી ખાવાના મેં સમ ખાધા છે, માટે હું આ વાડીનો મેવો ખાતો નથી; કારણ કે પ્રમાણિકપણાથી હું ઉલટો ચાલ્યો ન ગણાઉં. અમીરઝાદે છતા પડીને કહ્યું કે, મેં તમને એ પ્રમાણે કહ્યું હતું અને તમે વચન પાળી પ્રમાણિકપણું બતાવ્યું માટે હું તમને મારા વઝીર બનાવું છું; કારણ કે, તમે મારો ભંડાર આ પ્રમાણે જ સાચવશો. પણ મને આશ્ચર્ય લાગે છે, કે તમે રોપેલા ઝાડનાં ફળ તમારી આલ ઓલાદ જ ખાશે એવું મને લાગતું હતું, તેને બદલે ખુદાની મહેરથી તમે પોતે જ તે ખાવા આટલા ઘડપણ છતાં જીવતા રહ્યા છો! લોકો એમ જ સમજે છે, કે પાવ પલકકી ખબર નહી, કરે કલકી બાત; જીવકે પર જમડા ફિરત હે, જ્યું તેતર પર બાજ. પરંતુ આ સિદ્ધાંત ઉપર મોતનો જ વિચાર કરેથી, અથવા

માણસ ધારે શું, ને ખુદા કરે શું એ પ્રમાણ ઉપર હાથ જોડી બેસી રહેવાથી દુનિયાનાં સુખો કદિ ચાખવાનાં મળે નહી. સર **ઐઝાક ન્યુટનનો** દાખલો લો. પ્રથમ ટંકશાળમાં ચાકરી રહી. જ્યારે તે મોટો માણસ થવાની ઉમેદ જણાવવા લાગ્યો ત્યારે તેના સીનોરે કહ્યું:—ઘોરમાં જશે ત્યાં સુધી તારી આગળનાઓનો ચાન્સ પુરો થવાનો નથી. આખરે તે જ સીનોર જ્યાંનો ત્યાં રહી ગયો ને ન્યુટન જોતજોતાંમાં મહા પુરૂષ થઈ પુજાવા લાગ્યો. **વર્ડ્સ્વર્થ** અને **સ્કૉટ** અનુક્રમે સ્ટૅમ્પ વેચનારા અને કારકુનનું કામ કરનારા હતા. "હજુ તો છઠ્ઠીનું છરાય છે ત્યારે એ લોકો દુનિયામાં નામાંકિત થવાનો અભખરો શા માટે રાખે છે ?" એમ સવાલ કરનારાઓ તો જ્યાંના ત્યાં રહી ગયા ને એ બન્ને જણા તો નામાંકિત થઇ ચુકયા. **ડેવીડ રીકાર્ડો,** લંડનમાં દલાલી કરનારો હતો. જ્યારે તેણે દલાલીનો હજી તો આરંભ કર્યો ત્યારે જુના દલાલો તેની ઠેકડી કરતા હતા, કે બજારનો દોરવનારો નવો સુખી એ જ થવા પામે ખરો ! અરે ! તે જ ઠઠ્ઠા મશ્કરી કરનારા જુના દલાલો તો પડી ભાગ્યા ને રીકાર્ડો તેઃ તેમનો વડો થઈ ચુકયો. કહેવત છે, કે મન કહે હું માળવે જાઉં, ને કરમ કહે હું કોઠીમાં પેસું. પણ માણસ ધારે છે શું ને ખુદા કરે છે શું એ પ્રમાણને અશુભ વાંચ્છના અથવા દુઃખના વિચારથી સાબિત કરવાનું નથી. "જળચરો જેમ જળચરોને ખાય છે, તેમ રાજાઓ સામાદિક ઉપાયોથી અનેક ફાંદાઓ રચીને રાત્રિ દિવસ દેશોને ખાવાની વાટ જુવે છે અને શક્તિ પ્રમાણે તેઓમાંથી ખાય છે. વૈદ્યો સામ વિગેરે ઉપાયોની યુક્તિઓથી રાત્રિદિવસ રોગીઓને ખાવાની વાટ જોયા કરે છે

અને શક્તિ અનુસાર તેઓના પૈસા ખાઈ જાય છે. વાણિયાઓ સામાદિક ઉપાયોની યુક્તિઓથી રાત્રિદિવસ ગ્રાહકોને નિચોવી ખાવાની વાટ જુવે છે અને નિત્ય શક્તિ અનુસાર ખાય છે. પંડિતો સામાદિક ઉપાયોથી યુક્તિઓ રચીને રાત્રિદિવસ મૂર્ખોને ખાવાની વાટ જુવે છે અને શક્તિ અનુસાર રાત્રિદિવસ મૂર્ખો પાસેથી પૈસા કઢાવે છે. ચોર લોકો સામાદિક ઉપાયોથી યુક્તિ રચીને રાત્રિદિવસે ગાફેલ મનુષ્યને લુંટવાની રાહ જુએ છે અને શક્તિ પ્રમાણે તેને લુંટે છે. ભિક્ષુકો સામાદિક ઉપાયોની જાળ રચીને રાત્રિદિવસ ગૃહસ્થો પાસેથી ધન કઢાવવાની રાહ જુવે છે અને શક્તિ પ્રમાણે તેને ફોલી ખાય છે. ગણિકાઓ સામાદિક ઉપાયોથી જાળ રચીને રાત્રિદિવસ કામી પુરૂષોને ખાવા માટે રાહ જુવે છે અને શક્તિ અનુસાર તેમને ફોલી ખાય છે. શીલ્પીઓ અને કારીગરો સામાદિકના ઉપાયોથી જાળ રચીને રાત્રિદિવસ સર્વ લોકોને ખાવાની ઈચ્છા કરે છે અને શક્તિ અનુસાર તેઓને નિત્ય ફોલી ખાય છે." પરંતુ તેઓ ધારે છે શું ને ઇશ્વર કરે છે શું ? હજી તો ભેગુ કરેલું ભોગવવા વિચાર કરે છે, એટલામાં એ સર્વ પ્રપંચીઓ દૈવને આધિન થઈ, કોઈ કાંઈ રસ્તે તો કોઈ કાંઈ રસ્તે તે જ દ્રવ્ય ગુમાવી બેસે છે, અથવા પૈસાનો ઉપયોગ કરવા પહેલાં જ સ્વધામ પહોંચે છે.

હોલો હોલી કહે છે રે, પ્રભુ મારી વારે ચ્હડો;
બચ્ચાં મારાં મારે રે, તળે આવી ભીલ ખડો
બાણુ તાણીને ઉભો પારધી, ઉપર આવ્યો બાજ;
દરમાંથી સર્પ જો નિસરે તો, વણસે અમારાં કાજ.
ગરૂડના ગામી રે, આંટી રાખી રખે રહો.–હોલો હોલી૦

ગરૂડના ગામી રે, આંટી રાખી રખે રહો.—હાલો હાલી૦
કહેતામાં પ્રભુ પરવરિયા, તે સર્પ વિષે નિર્વાણ;
પારાધીને પગે ડંસીને, તતક્ષણ લીધા પ્રાણ,
ત્યાંથી બાણુ છુટ્યાં રે, બાજ આવી હેઠે પડયો —હાલો હાલી૦
કઠણ વેળામાં કામ જ આવે, ભજન કરો ભય જાય;
એવા સમરથ સ્વામી મૂકીને, કોના પૂજું પાય,
ગુન્હેગાર તારો રે, તુલસીદાસ ખરો.—હાલો હાલી૦

હે ગની ! ખાત્રીથી સમજજે, કે જે કદિ મરે નહી એવાં હશે તે વહેલાં મરી જાય છે ને જેનાં શરીર કાગળ જેવાં હશે, અગર થરમૉમીટર જેવી ઘડીઘડીની નરમ ગરમ તબીયતવાળાં હશે તે ઘણાં વરસ કાઢવા પામે છે. મૃત્યુને મન રંક કે રાણો કોઈ નથી, બધાં સરખાં છે. તંદોરસ્ત કે કાયલી સરખાં જ છે. ઘરમાંથી અણધારેલું એક વહાલું ચાલ્યું જાય છે, અને અણધારેલું જ બીજું વહાલું અવતરે છે. આવા સાથે સાથે બનતા બનાવો વખતે તું હસશે કે રડશે ? જેને તું સાજો સમો જોતો હશે તે જલદી મરણ પામશે ને જે પાંચ પાંચ વરસનો ખાટલે પડી ઓય મરૂં, હમણાં મરૂં જેવો થઈ રહેલો હશે તે બીજાં ૧૦ વરસ જીવતો રહેશે. ખુશી ગમી સાથે સાથે જ વહી જાય છે. ત્યારે તે વખતે રડવું કે હસવું તેનો જ તને વિચાર થઈ પડશે.

અકબર પાદશાહની દરબારમાં એક દિવસે એક નવાઈ જેવો બનાવ બન્યો. દરબાર ભરાઇ રહી હતી, પણ બાદશાહના આવવાની ખોટી હતી. આજ બાદશાહને આવવાને કેમ વાર લાગી તે વિષે તરેહવાર અટકળો ચાલી રહી. થોડીવારમાં બે માણસો દરબારમાં દાખલ થયાં. એકે આવીને ખબર કરી, "બાદશાહનાં

માતુશ્રી હમણાં જ હક થયાં." બીજાએ આવી ખબર આપી, "પ્રધાનજી! વધામણી લાવ્યો છું. પટરાણીએ કુંવરને જન્મ આપ્યો!" આટલી ખબર આપી બેઉ માણસો ચાલતાં થયાં.

બાદશાહની મા મરી ગઈ અને પુત્રનો જન્મ થયો. આ બેઉ ખબરો સાથે આવી. હવે શું કરવું? માના મરણની ખબર સાંભળી રડવું, કે પુત્રનો જન્મ થયો સાંભળી હસવું? બધા વિચારમાં પડ્યા કે, રડવું કે હસવું? કોઈને કાંઈ ઇલાજ સુઝયો નહી. આખરે બીરબલે કહ્યું, "એનો ઉપાય એક જ છે. આપણે બધાએ મોઢું ઉઘાડું રાખી બેસવું. બાદશાહ આવે અને રડે તો આપણે રડવું અને તે હસે તો આપણે હસવું." હે ગની! આવા કુદરતના બનાવો તો દરરોજ ચાલુ બનતા જ જાય છે. ગમી ને ખુશી સાથે પાંખડી પકડીને જ ચાલી જાય છે. માણસ ધારે શું ને ખુદા કરે શું. માટે એ વાતનો અફસોસ કર્યા કરવો એ મૂર્ખતા જ છે. એક ડોસી છ દીકરાની માતા હતી. તેનો સ્વભાવ એટલો તો અદેખો અને એકલપેટો હતો, કે જેવી એક નવી વહુ ઘરમાં આવે કે તેને સંતાપ થતો. તે ઇચ્છા જ કર્યા કરતી, કે રખે વહુઓનું ચલણ ચાલે, ને તેની પાદશાહી ઉતરી જાય. તે કારણથી તે વહુઓનું નરસું ઇચ્છતી. જો લોકાપવાદ નહી નડતો હોય તો જાણે તે પોતાના દીકરાઓને પોતાની છએ છ દીકરીઓ જ સાથે પરણાવી ભવિષ્યના ભયથી મોકળી રહે! તે કદિ મરવા માગે નહી. આમ કરતાં તે એકેક પછી બધા દીકરા અને બધી દીકરીઓ ગુમાવી બેઠી ને વહુઓ તો રંડાપામાં જીવતી જાગતી રહેવા પામી. આથી ડોસી પોતે જ એકલી અટુલી રહી જવા પામી અને રંડાયેલી દરેક વહુ રોજ તેને

ધમોલા ધક્કા મારવા લાગી. વહુઓ રડતી જાય, છાજીયાં લેતી જાય ને ડોસીને અકેક વેર ભુખી પણ રાખતી જાય. આ પ્રમાણે હે ગની, તું જે માગશે તેથી ઉલટું જ નજરે આવશે. કહેવત છે, કે માગે સો આઘે ને ત્યાગે સો આગે. જે તમે માગ્યા જ કંરો તે આઘું જતું જાય ને તમે જેનો ત્યાગ કરવા માગો તે આગળ આવીને ઉભું રહે. જ્યારે પેલી ડોસીનું પુંકે ફાટતું હતું, તેનો પડયો બોલ વહુ દીકરાં ઉચકી લેતાં, તે થુંકે તો હાથ હાથ ઉપર થુંક ઝીલી લેતાં, ત્યારે આ દરજ્જો જોઈ સર્વ કોઇ તેને મહા ભાગ્યશાળી, પનોતી અને નશીબદાર કહેતાં. અરે ! ઠાઠડી ઉપર કે ગેહાન ઉપર હસ્તે મુખે ચઢતાં સુધી, હે ગની, તું કોઇને બત્રીશીમાં નહી લાવ. બત્રીશ ભાલા ખમાય પણ લોકોની બત્રીશી માઠી. ડોસી હાડમાર થઇને કમનશીબ મોતે મરી ગઈ.

**ઇપીમીનૉનડાસને** કોઇએ પૂછયુ કે, તું સારો, **સીબ્રી-યસ** સારો, કે **ઇફીક્રેતીસ** સારો ? ત્રણેમાં સુખી કોણ? તે બોલ્યોઃ—હે ભાઈ! અમે કબરમાં જઇએ ત્યાં સુધી સબુર કરો. કાંકે કાલ ઉઠીને અમારા આચારવિચાર ફેરવાઈ જાય અને નશીબ ઉલટાઈ જાય તેનો ભરૂસો નથી. મોત કયારે કોને ઉપાડી જશે એનો શું ભરૂસો ? અભાગિયું નશીબ કાલ ઉઠીને જમીન ઉપર પટકી નાંખશે તેનો શું હિસાબ ? કબીરજી કહે છે કે, રામહિ કિયા સો હુવા, રામ કરે સો હોય; રામ કરે સો હોયગા કાહે કલ્પો કોય ? ઈશ્વિરે કર્યું તે થયું, ઈશ્વિર કરે છે તે થાય છે અને ઈશ્વિર કરશે તે આયંદે પણ થશે. ત્યારે અમસ્થી ખોટી ખરી કલ્પના કર્યા કરીને તું ફીકરમંદ શા માટે રહે છે ? મતલબ, તું ગઈ વાત અથવા બની ગયેલા બનાવને યાદ ન કરે

અને આવતી કાલે શું બનશે તેની ચિંતા ન કરે, તો એ બે બીજથી તું સુખી થશે. આ એક ખરો બનેલો બનાવ છે, કેઃ—

નવસારીના દેસાઈજીને ત્યાં એક વડીલ સાહેબ મરણતોલ માંદા પડ્યા હતા. ગળામાં કોયલી પાકી હતી અને ઘડી એકમાં કાંઠલો બેસી જશે એવી સર્વ તૈયારી હતી. સુરતવાળા પંકાયેલા હકીમ અસ્પંદીઆરજીને બોલાવવામાં આવ્યા. તેઓ દાદર ઉપર ચઢયા એટલામાં કોઈ ખાંસ્યું. આથી હકીમજીએ દાદર ઉપર જ ઉભાં રહીને સવાલ કર્યો કે "આ દર્દી ખાંસ્યું ?" જવાબ મળ્યો કે, "હા." હકીમજી બોલ્યા કે ફજલ છે, ફજલ છે. આમ કહી તેમણે એક સીસો મંગાવી તરત જ દર્દીને કહ્યું, કે જેટલું જોર હોય એટલા જોસથી એ સીસાના મોંમાં ફુંકો. પલંગ ઉપર બેઠેલાં દેસાઈજીનાં બહેન બોલ્યાંઃ—" અરે શું ફુંકાવોચ ! સૌ રઘાઈ રહ્યું ચ ને કાંય જવાલ પાડોચ ? " આમ કહી બહેન ઠૅં ઠૅં કરીને હાંસ્યાં. આ ઉપરથી હકીમજીએ કહ્યુંઃ—"બહેન ! તમે વહેલાં ઘરમાં જાવ ને સુઇ જાવ. દેસાઈજીનો તો વાંકો બાલ થવાનો નથી, પણ તમારી મને ચિંતા લાગે છે. " બન્યું એમ, કે દેસાઈજીની કોયલી પાકીને તૈયાર થયેલી હોવાથી સીસો મોંમાં લઇને જરા ફુંકયા કે સીસામાં બધું પરૂ નીકળી પડયું અને દર્દી સાજા ટટાર થઈ ઉભા. પણ બીજે જ દહાડે પેલાં બહેન જે ભાઈની સારવારમાં હતાં તે બેહેસ્તી થયાં ! માટે હે ગની ! કાં ફાંફાં મારે છે ? કાં અમસ્થો દુઃખી થાય છે ? કાલની અને કાળની કોઇને ખબર નથી, ત્યારે નકામી હાયવોય કરી થોડી જીંદગીમાં સંતાપેલો ન રહે. માણસ ધારે છે શું ને ઈશ્વર કરે છે શું !

ગુણ જુએ નહી રૂપ જુએ નહી, વૃદ્ધ તરૂણ નહી બાળ રે;
માર મારનો ધંધો ધારી, બેઠો કાળ કરાળ. પડદો પડવાનો.

આપ્યા લાખ ઉપાયો જોને, બુદ્ધિ બળના ખેલ જ રે;
પણ દીપક એ નિર્મલ થાશે, ખુટે જેનું તેલ. પડદો પડવાનો.
શોક હર્ષ નાટક ભૂમિના, તેવા જગના જાણ રે;
ભાર ઉપાડી ગર્વ તણો પછી, દુઃખમાં સુખ શું માણ? પડદો પડવાનો.
ઘડી બે ઘડીના હાટ સમો છે, ઠાઠ બધો માયાનો રે;
એજ ઘાટને ઠાઠ સર્વ છે, કાચી આ કાયાનો. પડદો પડવાનો.
દેવાંશી, શૂરા ને દાતા, ક્યાં પાંડવ યદુ કુળ રે?
**સેવકરામ** તનુજ ઉર શોચે, પડદા પાછળ ધૂળ. પડદો પડવાનો.



# દિલાસા પત્ર ૮૪ મો.

"Some men make a womanish complaint, that it is a great misfortune to die defore our time. I would ask what time? Is it that of nature? But she, indeed, has lent us life, as we do a sum of money, only no certain day is fixed for payment. What reason then to complain if she demands it at pleasure, since it was on this condition you received it?"

*Cicero.*

'ઘણા માણસો બાયલા બનીને પોકાર કરે છે, કે કવખતે મરવાની આફત એ ભારેમાં ભારે આફત છે. ત્યારે ફીલસુફ **સીસેરો** પુછે છે, કે કવખત તે કીયો? શું ખુદાના વખત વિષે

કહો છો ? જેમ તમે નાણાં કોઇને ધીરો અથવા સાચવવા આપો તે નાણાં ગમે ત્યારે માગવાનો તમને હક્ક છે, તેમ જે ખુદાએ આ જીંદગી ધીરી છે તે ગમે તે વખતે પાછી માગવાનો તેનો હક્ક છે.' જન્મ લીધો ત્યારે એવી કબુલતનો કરાર કોઇએ ઇશ્વિર પાસે કરાવી લીધો છે, કે અમુક જ વખતે મારી પાસેથી મારી જીંદગી માગી લેજે ? અરે ખુદા ! મારૂં સાત વરસનું ગુલાબ જેવું બાળક હજી તો શ્વાસ લે છે, એટલામાં જ ખાંધિયો આવીને ઓટલા ઉપર બબડતો ફફડતો બેઠો ને કહેવા લાગ્યો કે, મને અગાઉથી શું કરવા ત્યારે બોલાવીને ખોટી કરી મૂક્યો ? હું એકલી અટુલી , સાંજનો વખત, પડોશીના છોકરાને ડાકટરને છેલ્લો બોલાવવા મોકલ્યો, એટલામાં પેલો ખુની ઘરમાં ઘસી આવી કહેવા લાગ્યોઃ--"કાંય ફાંફાં મારેચ ! હવે નહવાડી નાંખવા દે ! " આમ કહી પાછલે બાર મારાં ફુલ બચ્ચાંને લઈ ગયો, પોતે જ જરા ઝબકોળીને પોતાના પહોળા એક જ હાથના પંજામાં મારા બાળકના બે હાથ અને બે પગો સામટા પકડીને જાણે એક પોટલું લાવતો હોય તેમ લાવીને ખડકીમાં ધમ દેતું અફાળ્યું ! ઓ વાય ! કેવો ક્રૂર ! એના બાપને પણ મુઆઓએ એમ જ અછાડ પછાડ કરી શ્વાસ હતો તેટલા જ નવડાવી નાંખ્યા હતા ને ધમ દઇને ભોંયપર નાંખ્યા હતા. મુવું મુંબઇમાં મુઆંને માન છે જ નહી. મરેલું તો નવસારીમાં જ પ્રમાણુ. ત્યાં મુઆંને માન મળે છે તેટલું કેથે નહી. અરે ખુદા ! મારો આ વહાલો પુત્ર મને છોડી જાય છે ! એવો રૂપાળો ને માવખો દીકરો મને કદિએ મળવાનો નથી. અરે દાદાર ! તેં મૌત શા વાસ્તે બનાવ્યું ? જો એવી માયા લગાડીને સાત

વરસમાં જ મારા ખોળામાંથી ખુંચવી લેવો હતો તો એને મારી કુખે જન્મ જ કાં આપ્યો! આવાં કવખતનાં મોત જીવતી માયો કેમ જોઈ શકે? આ એક ખરેખરો બનાવ બનવા પામેલો છે. દિલાસો પકડ, અરે શોકાતુર ગુલનાર! આમ માથાં કુટવાથી કાંઈ મુએલો દીકરો પાછો આવે? તું જાણતી નથી, કે એ જ ખાંધીયાનો ભાઈ એકલો ઝેર ખાઇ મરી ગયો અને પોલીસે તેના રૂવાનને દૂરથી જોવા માગ્યું ત્યારે મુએલા ભાઈના ગળામાં કોરડાનો ફાંસો ઘાલીને જાણે ભંગી મુવેલું કુતરૂં ઘસડી લાવતો હોય તેમ મા જણ્યા ભાઇને ઉંબર આગળ ઘસડી લાવ્યો હતો તે! મડદા માટે ચાંડાળની લાગણી મરી ગયેલી હોય છે. ગુલનાર, એ તો આપ મુવે પીછે ડુબ ગઈ દુનિયા. મુવાં મડદાને તો માન કે અપમાન, વિવેક કે તોછડાઈ કાંઇ પણ હોતું જ નથી. મુવા પછી જ્યારે આપણે આપણાં ગુજરેલાંને મળીશું ત્યારે આ માન અપમાન પામેલો દેહ કાંઈ મળવાનો નથી. આપણને તો પવિત્ર ફરોહરની સાથે મળવાનું છે અને એ મેળાપનો ખ્યાલ રાખી તારા જીવને ઠેરવ. તારા કરતાં વધારે બિહામણો દાખલો તું સમજ અને પછી ધીરજ ધર, કે મારા કરતાં વધારે દુઃખદાયક દુનિયામાં ઘણું બને છે. મુંબઈમાં એક પારસી રૂવાન ઉપર ખરેખરો બનેલો બનાવ તું જાણશે ત્યારે તને સમજ પડશે, કે મરણ સાથે જોડાયલા ધંધાદારી ડાઘુઓ, ખાંધીઆઓ, ચાંડાળો વગેરેની લાગણી તો શૂન્ય મારી ગયલી હોય જ, પણ પેટના દીકરા દીકરીઓ કેટલીક વાર રૂવાનને હડસેલે છે, તો પછી એવા થઈ રહેલા ધંધાદારીઓની પથ્થર જેવી થયલી છાતીનો શો વાંક? એક પારસી ગુજરી ગયો. તેણે વીલમાં દીકરીઓને માલ મિલકતનો વારસો લખી આપ્યો

હતો. તેનું રૂવાન ભોંય ઉપર પડેલું હતું. દીકરાઓને આ વીલથી એકાએક ઉશ્કેરાટ થઈ આવ્યાથી તેઓ રૂવાનના ટાંટિયા ઘસડી કાઢીને ખડકીમાં રગદોળવા લાગ્યા! કોઈ દીકરો ગુસ્સામાં પોતાની તરફ રૂવાન ખેંચતો જાય ને મુએલા બાપને ગાળો દેતો જાય. કોઈ દીકરો ઉંબર સુધી તેને ઘસડી જાય ને દોજખી ગાળો ભાંડતો જાય. ભોંય આગળ ભણુવા બેઠેલા મોબેદને પણ ઉઠી જવું પડ્યું. અરેરે! આ લોભી જીંદગીની દુષ્ટ માયાથી માનવી શું શું કરે છે તેનો હે બાઇ વિચાર કર, ને તારાં ફુલ જેવાં બચ્ચાંને ઘસડી ફસડીને મારી નાંખવામાં આવ્યું એવો અંદેશો: નહી કર. મોત આગળ કોઇ ડાહ્યું નથી. કોઇ આજે તો કોઇ કાલે. સર્વેનો છેવટ રાહ એ જ છે. કબીરવાણીમાં એક સંવાદ આપ્યો છે તે ઉપરથી તું દિલાસો લે. દુઃખી ન થા.

> પાત ઝરંતાં દેખકે, હસ્તી કુપલિયા;
> હમ ચલે તુમ ચાલીયો, ધીરી બાપલિયાં.
>
> પાત ઝરંતાં યું કહે, સુન તરવર બનરાય;
> અબકે બિછુરે કહાં મિલેંગે, દૂર પડેંગે જાય?
>
> ફિર તરવર બી યું કહે, સુનો પાત એક બાત;
> સાંઈયાં ઐસા સરજીયા, એક આવત એક જાત.

ઝાડનાં પાંદડાંને નીચે ખરી પડતાં જોઇને તે ઝાડની ડાળી હસવા લાગી ત્યારે પાંદડાં કહેવા લાગ્યાં, કે ઓ બહેન! અમે તો ચાલ્યાં, તમે જરા થોભો, તમારી પણ એવી જ રીતે વારી આવશે અને તમને પણ અમારી માફક ચાલી જવું પડશે. પછી પાંદડાં પોતાના ઝાડને કહેવા લાગ્યાં:—ઓ વનના રાજા! તમારાથી અમે તો હવે છુટાં થઇએ છિએ, તે હવે આપણે ક્યાં

પાછાં મળશું! અમે તો તારાથી દૂર પડી જશું. ત્યારે ઝાડે ઉત્તર વાળ્યો કે, ઓ પાંદડાંઓ! તમે મારી એક જ વાત સાંભળો. ઇશ્વરે એવી સૃજત કરેલી છે, કે **એક આવે ને એક જાય.** કહ્યું છે, કે

"આપણાં અતિ વ્હાલાંઓને આ જગતમાં છેલ્લી સલામ કરતી વેળા, તેઓ આપણી થોડુંક આગમચ તે મીનોઇ સુખમાં જાય છે, જ્યાં થોડા વખતમાં આપણુ તેઓને જઈ મળીશું; એવો ખ્યાલ ખરે જ આપણને સુખી સધ્યારો આપે છે." એટલા સધ્યારા પછી સુએલાંને હીણુવાથી દુઃખ પ્રાપ્ત કરી લેવાની જરૂર જ નથી. **સાદી** કહે છે તેમ, "ચું આહંગે રફતન કુનદ જાને પાક; ચે બર તખ્ત સુરદન ચે બર રૂએ ખાક." માણસનો પવિત્ર આત્મા ચાલ્યો જવાનો વખત આવે ત્યારે તખ્ત ઉપર બેસીને મરવું, કે ભોંય ઉપર ખાકમાં પડીને મરવું તેમાં ફેર શો? શું એટલા ફુલ બચ્ચાંથી જ તમે તમારૂં સુખ પૂરૂં થયેલું ગણશો? હે બાઈ, દાદાર હોરમજદે તમારે માટે અનેક સુખનાં સાધનો મુકેલાં છે. આપણુ માણુસ જાત અસંખ્ય સુખી સાધનોને પડતાં મુકી માત્ર એકાદ દુઃખનું જ ભુતડું પકડી બેસીએ છીએ, તેથી ખરી દુનિયાઇ કુદરતી મોજ ભોગવવાને આપણે બેનશીબ રહીએ છીએ. આપણે ફુલવાડી, ઝાડો, અને ઘાસ વાળી દુનિઆમાં જીવીએ છીએ. આપણે માટે નદીઓ કે નાળાંઓ છે. દરિયાઓ કે પહાડો છે અને સૂર્યનો પ્રકાશ પણ છે. જેઓ સાફ હૈડાંનાં છે તેમને કુદરત પ્રકાશિત લાગે છે, જે મેલાં અંતઃકરણનાં છે તેમને દુનિયા ભયાનક લાગે છે. ખુબસુરતીની કદર કરવા માટે ખુબસુરતીનું જ્ઞાન આપણુને હોવું જોઇએ. કુતરા અને હાથીની ચતુરાઇ માટે

ઘણું બોલાય છે, પરંતુ દુનિયાની સર્વથી સુંદરમાં સુંદર ચીજો તેમને ગમત આપે છે એમ કહી શકાતું નથી. એક કેળવાયલા માણસને તંદોરસ્તી છે, આંખો, હાથો અને પુરસદ છતાં પોતે જે કાંઈ મેળવવાની ઈચ્છા રાખે છે તેનું કારણ એ જ છે, કે પરવરદેગારે જે નાદર બક્ષેસો તેના ઉપર કરી છે તેને તે લાયક નથી. ઘણાં દીકરા દીકરી ને પૈસા કે હુદ્દા, એ કાંઈ સુખનાં કારણ નથી. પ્યાર, સખી દિલશુદ્ધી, અને મનની શાંતિ વગર ગમે તો તમે શ્રીમંત કાં ન હો, મોટાં અને હકુમતવાળાં કાં ન હો, ઘણાં દીકરા દીકરીનાં માતા કાં ન હો, પણ તમે સુખી નથી. મોત આગળ સર્વ મિથ્યા છે.

> " પ્રીતિ, આશા, સચના, ખરી જાય ખીલતા મોર;
> ભૂખર વારો મોતનો, તેનું મોટું જોર.
> ભવના ભવ દરિયા વિષે તોફાનો બહુ થાય;
> તેમાં પામર પ્રાણીઓ ઘસડાતા સૌ જાય.
> દુઃખીઆરી મુસાફરી, ઘોર અંધારી રાત;
> અહીં તહીં મોજાં વતી, ખાય પછાડી જાત. "

હે ગુલનાર! તારો પુત્ર ગુમાવ્યાથી તેં શોક સાગરમાં ડુબી મરવાનો અવતાર માંડ્યો છે તેને માટે **ચંદ્રકાન્ત**માં દીધેલો બોધ તને લાગુ પાડી કહું તે કાન દઈને સાંભળ. " હે બાઈ! તું આમ શોક સિંધુમાં ડુબેલી જેવી કેમ દેખાય છે? હું જાણું છું કે, એકના એક પુત્રના મરવાથી શોક થાય, પણ તારા જેવી જ્ઞાની અને જાણીતી બાનુઓ એવી અનિત્ય વસ્તુપર સદા કાળ શોક કરતી નથી; એ તો અભણ, અજ્ઞાન, અને અજાણ્યા આદમીઓનું કાર્ય છે. આ સંસારમાં કોઈ કોઈનું સગું નથી. કહે,

કોણ કોનો બાપ અને કોણ કોનો પુત્ર છે ? પોત પોતાના ઋણાનુબંધે સઉ ભેગું મળે છે ને નિમિત્ત કર્મ પુરૂં થએ સૌ પોતપોતાને માર્ગે લાગે છે. તેમાં હર્ષ કે શોક શા માટે કરવો ? આપણો દેહ આત્માની સાથે હંમેશાં દૃઢ સંબંધ ધરાવે છે, તેને પણ મૂકીને આત્મા તો ચાલ્યો જાય છે ને આટલા બધા દિવસ સુધી તેની સંગે રહી, અનેક પ્રકારનાં સુખ ભોગવ્યાં તેની કશી પણ દરકાર તે કરતો નથી, તો પછી બીજાંની શી વાત ? જો એ પુત્ર તારો હતો, તો તું પહેલે વાંઝત હતી, તે વખતે તે ક્યાં ગયો હતો ? અને અત્યારે તને મૂકીને તે કેમ ચાલ્યો ગયો ? જે પોતાનું છે તે તો સદા પોતાની સંગે જ રહે છે; પોતાને મૂકીને એક ડગલું પણ તે ક્યાંઈ દૂર જતું નથી. હે ગુલનાર ! આ દેહ અને અવતાર ધારણ કરાવનારાં પ્રારબ્ધો પણ પોતાનાં નથી; કેમકે તેઓ પણ ભોગવાઈ રહ્યા પછી સમૂળાં નાશ થઈ જાય છે તો બીજું કોણ તારૂં હોય ? આ દેહમાં તો પોતાનો કહેવા યોગ્ય માત્ર આત્મા જ છે, કે જે સર્વદા અખંડ, નિર્વિકાર અને અવિનાશી છે. માટે હે નાર ! જે લોકો મહા મૂર્ખ છે તેઓ જ આ અનિત્ય વસ્તુપર પ્રીતિ કરે છે. તું તેવી નથી, માટે પુત્રશોકનો સર્વથા ત્યાગ કરી સાવધ થા. તે પૂર્ણ જ્ઞાની દયાળુ દાતાર, કે જે નિત્ય શાશ્વત, અખંડ અને પૂર્ણ આનંદ રૂપ છે, તેની સાથે દૃઢ પ્રીતિ કર. કારણ કે, તે જ માત્ર તારો પોતાનો કહેવા યોગ્ય અને સર્વદા સંગે રહેનારો છે; અને તેને જ ઇચ્છનારા લોકો તો, આ સંસારનાં દેખીતાં સારાં પણ પરિણામે દુઃખરૂપ નિવડનારાં તુચ્છ સુખોની કોઇ વાતે કામના કે મતલબ કર્યા કરતાં નથી. કારણ કે આત્માનાં

અખંડ સુખોનો ઉપયોગ લેવાને જેઓનું મન તલપી રહ્યું છે, તેઓ સંસાર સુખને કશા પણ પદાર્થમાં ગણતા નથી; અને તેઓ આ લોકનાં વિષયથી ભરેલાં નાશવંત સુખની કામના કરી અવિનાશી સુખ ગુમાવતાં નથી.”

અજબ બના તન ઝાજ સીફત મેં કીયા કહું ઉનકી,
હો જાવેગા ફના હીકમત ના પાવે રબકી.

નીરગુન વહારયા આયા પઠાણ ડાલા મજબુતે,
તીનસો સહાથ તખ્તે જરે તીન તુતક સાબુતે,

કબુસા કજતવા કે સબ દવા મીલકર ઉઠાવતે,
તીન ડોલ તીન ગુન લગે નવ મહીને બસે બનતે.
નવ નારી નવ લરા બાવન કપી દસ ખીરકી, હો જાવેગા ફના હીકમત૦”

એક નકુચ તોછડા ખાંધીયાએ તારૂં દિલ દુઃખવ્યું તે માટે શું તું હેરાન થઇ પડશે ? નહી, તે તરફ તું નજર પણ ન કર. જેમ તોફાન અને ગર્જના પોતાના ઝનુનની અસર આસમાનમાં સુરજ અને સેતારાઓ ઉપર પહોંચાડી શકતાં નથી, પણ નીચે પત્થર અને ઝાડ પાન ઉપર ખુબ ખાર કાઢી ખલાસ થાય છે, તેમ એક નેક માણસને એક બુરા માણસે નાહક આપેલું નુકશાન તેના જીવને જરા પણ હાનિ પહોંચાડી શકતું નથી. પણ ઉલટું તે પહોંચાડનારને જ ખતા ખવાડી છેવટે ખાખ કરી નાંખે છે. આવી નજીવી વાતનું દુઃખ તારા મનમાંથી કાઢી નાંખ. આવું ને આવું મન કરશે તો બુદ્ધિ ખરાબ થશે અને બુદ્ધિ ખરાબ થતાં ચિત્તભ્રમ વાયુ થશે અને ચિત્ત બગડવાથી દોજખમાં નાંખનારો અહંકાર પેદા થશે. કેમકે, અંતઃકરણ જ્યારે સંકલ્પ કરે છે ત્યારે તેને મન

કહે છે. અંતઃકરણ જ્યારે તુલના કરી **નિશ્ચય** કરે ત્યારે તેને **બુદ્ધિ** કહે છે. અંતઃકરણ જ્યારે ચિંતન કરે ત્યારે તેને **ચિત્ત** કહે છે અને જ્યારે અંતઃકરણ હુંપણું પ્રગટ કરે ત્યારે તેને **અહંકાર** કહે છે. એ મુજબ ક્રમે ક્રમે તું ખોટા વિચાર અને બુરી કલ્પના કરી આડે માર્ગે ઉતરી પડી ખરાબે હાલ થઈ જઈશ. કેમકે, મનુષ્યે ભૂતકાળમાં તથા ભવિષ્યકાળમાં જે કંઇ સારાં અથવા તો નરસાં કાર્ય કર્યાં હોય તથા જે કરવાનાં હોય તે સર્વ તેની ઇચ્છા જ દર્શાવી આપે છે. મોરનું બચ્ચું નાનું હોય અને તેને હજી પીછાંનું ચિન્હ પણ થયું ન હોય, તોપણ તે જ્યારે તળાવમાંથી પાણી પીને પાછલે પગે પાછું હઠવા માંડે છે, ત્યારે આ મોર છે એમ જણાય છે. જીવ રખે છુટી જાય એવા ને એવા ખ્યાલથી જ મોત ભયાનક લાગે છે; પણ એ અમથું છે. જેમ દરિયાના પાણીમાં ચકરીઓ અને તરંગો તુર્તાતુર્ત ઉઠે છે અને જોતજોતાંમાં ભાગી જાય છે, તે જ પ્રમાણે જીવને જીવવું છે. જીવને આવતાં તેમ જ જતાં પણ વાર લાગતો નથી. થનાર વસ્તુ તો ગમે તે કરો તોએ થવાની. જીવને દેહમાં દાખલ થતો પણ કોઈથી અટકાવી શકાતો નથી અને દેહ છોડી જાય ત્યારે કોઈથી પણ રોકી શકાતો નથી.

"શૈલ શીખર પર સંચરે, કાં ભોંયરે ઘલાય, મરણ કદી મૂકે નહી, થનાર વસ્તુ થાય.
વગડે કર્ષણ વીર જો, કોણ વાવવા જાય, ઇચ્છા હરિની હોય ત્યમ, થનાર વસ્તુ થાય!
મુરખ જન મમતે ચડી, કરે અધિક ઉપાય, પણ મનમાં નથી મીછતો, થનાર વસ્તુ થાય.
ભવિષ્યની કુંચી ભલી, રાખી કર જગરાય, જડ પ્રાણીને કયમ જડે, થનાર વસ્તુ થાય.
મ્હોટા, મ્હોટા, જ્ઞાનીને નહી ભેદ સમજાય, આખર હારી ઉચરે, થનાર વસ્તુ થાય.
રાણી હતી સીતા સતી, સ્વામી ભક્ત સદાય, કપટી મૃગ ન કળી શકી, થન ર વસ્તુ થાય.
એકલશૃંગીનું અધિક, વિશેષ તપ વખાણાય, રંભાએ રગડોળીઆં, થનાર વસ્તુ થાય.
ભલા વેદના ભેદના જ્ઞાતા જે બ્રહ્માય, નિજ દુહિતા દેખી ડગ્યા, થનાર વસ્તુ થાય.

જઇને રમે જુગાર ક્યમ, નીતિવાન નળરાય, રાજપાટ પરવારીયા, થનાર વસ્તુ થાય.
જનાર વસ્તુ જત્નથી, જાળવતાં પણ જાય, થોક થોક પ્રયત્નથી, થનાર વસ્તુ થાય.
રમાબાઇ જેવી રૂડી, ગુણીયલ નારી ગણાય, અનાર્ય બની એ આર્ય મટી, થનાર વસ્તુ થાય.
પ્રતાપી પુરા આર્ય જે, પૂર્વ થકી પંકાય, અધમ એની આવી સ્થિતિ !! થનાર વસ્તુ થ ય.
ડાહ્યો ડમરો હોય પણ, ભવિષ્યથી ભુલાય, અણધારીને એકદમ, થનાર વસ્તુ થાય.
બોધ ભુલાખી રામનો, સંતોને સમજાય, ન ટળે કોટી પ્રયત્નથી, થનાર વસ્તુ થાય."

હે બાઈ ! એક બેટો મરી ગયો ને બીજો તારે ત્યાં કદાચ પેદા થાય તોએ તારો મરનાર પુત્ર જેવા દેખાવનો હતો, જેવી ચામડીનો હતો, જેવાં લક્ષણનો હતો, જેવી તોતડી બોબડી બોલી બોલતો હતો તેવો જ તું તો માગે ! બાકી ખુદાએ તો એક લઇને બીજો આપ્યો પણ હોય, તોએ તને મરનાર પુત્રનું દુઃખ તો લાગવાનું જ. એ ઉપરથી સિદ્ધ થાય છે કે આપણે જ હાથે કરીને, દુઃખ ન હોય તોપણ દુઃખી થવા માગીએ છિયે. હે બાઈ ! તું મારૂં, મારૂં ને બસ મારૂં કરી રહેલી હોવાથી જ તારે પેટે સાત સાત છોકરીઓ પેદા પડેલી હોવા છતાં તું એક પણ પુત્ર તારે પોતાને પેટે અવતરેલો જોવા માગે છે. જો પુત્રની જ ખાસ ખાહેશ છે, તો તારી એક છોકરીને કાપી નાંખી તને એક પુત્ર ચમત્કારિક રીતે પણ કોઈ દેવતા લાવી આપે તો તું અદલ બદલ કરવા રાજી થશે ? તું ચાહે તેવો તરતનો જન્મેલો રૂપાળો છોકરો પાસેની પડોશણનો લાવી આપે તો શું તને સંતોષ થશે ? નહી જ. કેમકે "મારે જ પેટે પેદા પડેલો પુત્ર મને તો જોઇએ" એવી દરેક સ્રીને મોહ જાળ વળગેલી છે. આથી સિદ્ધ થયું કે, આ જગત્‌નું દુઃખ પોતાનું જ કરેલું છે. સ્વામિજી કહે છે તે સમજો ઓ બાઈ ! કે "દુઃખ એ આત્માને પવિત્ર બનાવનાર

ઉત્તમ કીમીઓ છે અને પુષ્કળ દુઃખ મનુષ્યને સત્યની સમીપમાં લઇ જનાર ભોમીઓ છે. શું તમારે માથે વધારે દુઃખ પડ્યુ છે? શું તમે વધારે શોકમાં મગ્ન થયાં છો? તમે આ મનુષ્યના જીવનનો શો ઉદ્દેશ છે તે સંબંધમાં બહુ જ વિચાર કર્યો છે? જો આમ હોય તો ખરેખર તમે મમત્વ અને હુંપણા સામે લડાઇ કરવાને અને સત્યના શિષ્ય થવાને લાયક અધિકારી બન્યાં છો." હરદમ આદમીએ ધ્યાનમાં રાખવું, કે "એકાએક આવી પડતાં દુઃખ માટે માણસે તૈયાર રહેવાનું છે. એનેકઝેગોરસે પોતાના વહાલા બેટાના એકાએક નીપજેલા મરણની ખબર શાંતપણે સાંભળી હતી. એ ફીલસુફ, જે યુરીપીડીસ અને પેરીકલીસનો ઉસ્તાદ હતો, તે એક દહાડો પોતાના ચેલાઓને કુદરતી બનાવોની ફીલસુફી સમજાવતો હતો, એવામાં તેના બેટાના મરણની ખબર આવી. તેણે પોતાના સાંભળનારાઓને ઠંડે પેટે કહ્યું, કે "I know that I begot my son mortal" હું જાણતો હતો, કે મેં એવા છોકરાને જન્મ આપ્યો હતો, કે જે મરણને પાત્ર હતો.' તેની કહેવાની મતલબ એ, કે મારો છોકરો જન્મ્યો ત્યારથી જ હું જાણતો હતો, કે તે કોઇ પણ દિવસે મરણ તો પામવાનો જ." (મોત ઉપર વાઆજ) જ્યાં ત્યાં મરવાનું નક્કી છે અને આ દેહ તો મટ્ટીનું હાંલ્લું છે, તેમાં રહેલો જે રાજા માન અપમાનને જોતો હતો તે ચાલ્યો ગયો, તો પછી ભાગી ગયલાં હાંલ્લાંને માન અપમાન રહ્યું જ ક્યાં?

જાવું છે મરી, મેરમ જાવું છે મરી: લેહ લગાડી રામ ભજી લે.
મેડી મંદિર માળિયાં, તારાં જાશે રે પડી;

કાચી કાયાનું સ્થૂલ બંધાણું, જાણે ધૂળની ઘડી; ધૂળની ઘડી રે.—મેરમ૦
સગું કુટુંબી તારૂં લુટવા લાગે, કાનની કડી; કહો કાઢો એને સૌ હવે,
રોકો મા ઘડી, રોકો મા ઘડી રે.—મેરમ૦
ફુલની ઘોડિયે ફુલી રહ્યાં છે, જાણે ગરથમાં ગળી; જમડા આવશે જીવ
લેવા પછે, ભાંગશે નળી, ભાંગશે નળી રે.—મેરમ૦
સાધુની સંગત ગુરૂની સેવા, ઈ વાત છે ખરી; દાસ જીવણ સંત ભીમ
કેરે ચરણે, જનમ જાય ટળી, જાયે ટળી રે —મેરમ૦

ગુલનાર ! તું રોજની જુએ છે, કે જે શેઠીયાઓ દિલ ઉપર જરાએ તડકો કે વરસાદ ઝીલી શકતા નથી, જેઓને એક ડગલું તડકામાં ચાલવું પડે અગર વરસાદમાં એક કદમ ભરવું પડે તો પાંચ પંદર જણા તેમને માથે છત્રી ઉઘાડી ધરવા તત્પર થાય છે પરંતુ તે જ શેઠીયાનું રૂવાન તડકા તાપમાં તડકતું ચાલ્યું જાય છે તો તેની કોઇ પરવા કરતું નથી. મરહુમ નવરોજી વહાડીયા જેવા કરોડપતિનું રૂવાન મારમારના વરસાદમાં પાણીથી તરબોળ થઇને ડુંગરવાડી ઉપર આવી ચઢ્યું ત્યારે નહી તેમને છત્રી ઓઢાડનાર મિત્ર હતો, કે ના કોઈ સગુંવહાલું તે રૂવાનને છાપરા હેઠળ થોભાવવા દોડી આવ્યું. માટે એ જીવતાં જીવતની માયા ને કદર છે. મુવા પછી મડદાને માન અપમાન પહોંચાડવાનાં વહેમોથી તો દુઃખ ઓછું લાગવાને બદલે વિશેષ લાગે છે. એ બહેન ! મુઆંને હણુસેલવા હડસેલવાના ખ્યાલથી તું મોતનું દુઃખ બેવડવાનું છોડી દે. મુએલાંને ગમે તો કુતરાંની માફક ઘસડી નાંખો કે ગમે તો ફુલની માફક અલગ ઉપાડી જાવ, તેની મરનારના આત્માને તમા કે તથા હોતી નથી; એ સૌ જીવતાંની ધમપછાડ માયા સમજવાની છે.



# દિલાસા પત્ર ૮૫ મો.

"False praise can please, and calumny affright,
None but the vicious and the hypocrite." Horace.

'હે સુકરજી ! દુશ્મનોની સતામણી અને પ્રપંચોથી તું ગાભરો ન થા. **હોરેસના** આ ઉત્તમ સખુનો છે, કે નિંદા કીયાં માણસને ગભરાવે છે? તે જ આદમી ખોટી સ્તુતિથી રાજી થાય અને નિંદાથી આકુળ વ્યાકુળ બની જાય, કે જે દુરાચારી અને કપટવેશી હોય.'

**સુકરજીઃ**—હે સ્વામી! ચોતરફની દુશ્મનોની સતામણીથી હવે તો મને બહુ દુઃખ થાય છે. કોઈ દુષ્ટ શત્રુ તો બ્હેન સાથના સંબંધથી મારી બદગોઈ ચલાવે છે. કોઈ શત્રુ તો મારી પોતાની સ્ત્રીને મેં ઝેર દઈ મારી નાંખ્યાનું આળ મુકે છે. કોઈ વળી મને સુરેન્દ્ર પિતાનો પુત્ર લેખવાની પણ ના પાડે છે. હવે કહો, મારાથી આ દુઃખો કેમ સહન થાય?

**રામતીર્થઃ**—"કોઈ પુરૂષ કાંઈ સારૂં કૃત્ય કરે, ધાર્મિક કામ કરે અને પછી પોતે કુલાઈ જઇને બાંકાં ને બણગાં ફુંકે ને બીજાઓની નિંદા કરે, તો તેથી શું તે સદ્‌ગુણમાં ને નીતિમાં ચ્હડીયાતો કહેવાશે? કદી નહી. તે તો માત્ર એક દુર્ગુણ ગ્રહણ કરે છે. આથી કરીને જે નેકીનાં કામો કરવાનાં છે, તે કરી શકાતાં નથી. જગત્ જો ટીકા કરવાની રૂઢિને પાપ ના ગણતું હોય તો તેમાં જગતનો જ વાંક છે. પરંતુ અનુભવ કહે છે, કે જે માણસ ખોટું કામ કરે છે મગર તેનું દિલ પ્રેમવાળું હોય

છે, જેનાં કૃત્યો જગતને પાપી લાગે છે મગર જેનો આત્મા દયાથી ભીંજાઈ જાય છે અને ઈશ્વરની આગળ રહે છે, નમ્ર છે, તે ઘણી ગમે એવો છે પણ બીજાઓ કરતાં સ્વર્ગનું મીનોઈ સુખ તે જ વધારે ભોગવે છે. " માટે એ પાંતીનું દુ:ખ મનમાં ન ધર.

**સુકરજી**:—અરે સ્વામીજી ! મારા દુષ્ટ અને કટ્ટા દુશ્મનો જેવા તો કોઈના જ નહી હશે. બીજાઓને આવા દુશ્મનો નહી મળતા હશે. મહારાજ ! મને તેઓ બહુ દુઃખી કરે છે ત્યારે મારા મનને દુઃખ ન થાય તો શું આનંદ થાય ?

**સ્વામી**:—દરેક જણને પોતાનો દુશ્મન બીજાઓના દુશ્મન કરતાં નઠારો ને ચંડાળ જ લાગે છે. દાનાવ દુશ્મન થોડા જ હોય છે; અને તેવાને તો તારે દુશ્મન નહી પણ દોસ્ત સમજવા. દુશ્મન વગર માણુસ નીતિને સીધે માર્ગે ચાલી સદ્‌ગુણી થતો નથી, માટે દુશ્મનને તો તારે નમસ્કાર કરવા જોઇએ. તે છે તો તું બીને પાધરો પાંસરો ચાલે છે, નહી તો તું કયારનોએ અભિમાની અને અનીતિવાન બની ગયો હોત. દુશ્મન તને દુઃખ નથી દેતો, પરંતુ તારી લાયકી, નમ્રતા અને નીતિમાં વધારો કરી તને વિવેકકુશળ કરે છે. માટે દુશ્મનથી ગભરાઈશ નહી. તારો દુશ્મન તું પોતે જ છે. માટે દુઃખ લગાડી મા લઇશ.

**સુકરજી**:—મહારાજ ! હું કોઈનુંએ બગાડતો નથી, હું કોઇને દુઃખ દેતો નથી, તોપણ આ ચીવટ શત્રુઓ મારો પીછો છોડતા નથી. તેઓ મને કાળ જેવા કઠિણ લાગે છે. મારાં

દુઃખનાં મૂળ તેઓ જ છે. મારૂં માઠું ચહાનારા અને ભુંડું કરનારા પણ તેઓ જ છે. માટે તેઓનું કાટલું કાઢવાનો મને કાંઈ મંત્ર બતાવો. ઉપાય કહો. હવે મારી ધીરજ ખુટી ગઈ છે. હવે ખમાતું નથી. એ મારા જન્મ વેરીઓ કોઈ દિવસ સુધરવાના નહી. દહાડે દહાડે તેઓ બગડતા જ જાય છે ને મારૂં અશુભ ચિંતે છે. બહુ દુઃખ આપતાં અટકતા નથી.

**સ્વામીઃ**—" મુશીબત અહીંઆં જ છે તો, કે આપણે આપણા શત્રુમાં દિવ્યતા, પ્રભુતા, અને દયા જોઈ શકતા નથી. કારણ માત્ર એ જ છે, કે આપણે તેનામાં દોષ, વાંક અને ખામી જોઇએ છીએ. દોષ દેવાની દૃષ્ટિ દૂર કરવી જોઇએ. બધે ઇશ્વરને જ જોતાં તારે શિખવું જોઈએ. નાની ઉમરમાં જે ધર્મી અને નીતિવાન હોય છે તે અંતે દુષ્ટ નીવડે છે, ઇગ્લિંડનો **૫ મો હેન્રી રાજા** નાનપણમાં દુષ્ટ હતો, પરંતુ મોટી વયે ઘણો સારો નીવડયો હતો. માટે અમુક માણસ હમેશાં જ આવો રહેશે એમ નિશ્ચય કરી ના બેસવું. સર **વૉલ્ટર સ્કૉટ** જુવાનીમાં જડ અને ઠોઠ હતો, પરંતુ મોટી વયે એક મહાન પુરૂષ થયો. સર **ઐઝાક ન્યુટ**ને નિશાળમાં હિસાબ ના કરવાથી ઘણીવાર સજા ખાધેલી, પરંતુ પાછળથી તે કેવો ઝળકયો હતો ! **મેરી મૅગડેલન** જુવાનીમાં ઘણી નઠારી દુષ્ટ હતી, પણ જ્યારે ક્રાઇસ્ટના સમાગમમાં આવી ત્યારે પવિત્ર થઇ ગઇ. આજે જે એક સામાન્ય પાપી દુષ્ટ જણાતો હોય તે કાલે પવિત્ર પુરૂષ બની જાય. યાદ રાખ, કે મનુષ્ય કોઈ ખોટું કૃત્ય કરતો હોય તો તેનો તિરસ્કાર કરવાનો તને અધિકાર નથી. તેનામાં દિવ્યતા જો. તેના તરફ ના જો. કોઈ તારા વિષે દુષ્ટ વિચાર કરે, તારા

દોષો કાઢે તો શું તે માટે તારે પણ છિદ્ર કાઢી વેર લેવું? ના. કદાપિ તેમ કરશો નહી." આજે જે દુશ્મન ગણાય છે તે જ ચાલતે દહાડે તારા ખેરખા મિત્ર થઈ જશે ને જેમને આજે દોસ્ત ગણે છે તેઓ એક દિવસ કટ્ટા શત્રુ થઈ જશે.

**કીતાબઃ**—હે ગુરૂ! હે શિષ્ય! તમારી તકરારનો સાર હું ટુંકામાં કહું. સુકરજીને મારી તરફથી એટલો જ દિલાસો આપું છું, કે તું કપટી શત્રુની નિંદાની કંઈ જ પરવા કરતો ના. તારે રસ્તે સીધો ચાલજે અને એવી નાલેશીઓને અંધકારમાં ડુબતી છોડજે. એવા નીચ પુરૂષોના બોલવાનો જવાબ આપવો, એ ગોયા તેઓને ઉત્તેજન આપવા જેવું છે. નિંદાખોરો તારા વિષે જે બોલતા હોય તે જો ખરૂં જ હોય તો ભુલ જરૂર સુધારજે, પણ જો જુઠું જ હોય તો એક ઘેલા કુતરાના ભસવા જેટલું એ વજન તેને આપતો ના અને દુઃખી થઇશ મા.

**રામતીર્થજીઃ**—શા માટે દુઃખી ન થવું? માનવી દેહ ધારણ કર્યો એટલે દુઃખી થવાની તો જરૂર જ છે. "જેવી રીતે સોનાને શુદ્ધ કરવાને અગ્નિ આવશ્યક છે તેવી રીતે આપણા ચારિત્ર્યને ખીલવવા માટે દુઃખ આવશ્યક છે. તેનું શું કારણ છે? બીજ બીજાં તત્ત્વોમાં ભળી જવાથી જ વૃદ્ધિ પામે છે. ખાણમાંથી નીકળતા સેળભેળવાળા ધાતુના ગઠ્ઠાઓને શુદ્ધ ધાતુરૂપે બનવા અગાઉ ઘા ખમી કટકે કટકા થઈ જવું પડે છે અને ભઠ્ઠીના સખ્ત તાપમાં બળવું પડે છે. બહારના દેખાવો અને લાગણીઓમાં દોરવાઈ ગયેલો મનુષ્ય, આશા અને ઉમેદોથી ઉત્તેજીત થઇને તેમાં શ્રદ્ધા રાખી આગળને આગળ દોડે છે તે પોકળ છે. પરંતુ એવામાં તરત જ તેના માથા ઉપર સખ્ત ફટકાઓ

પડે છે. આવી અને બીજી આવશ્યક વિધિ થયા પછી તરત જ કાર્યસિદ્ધિ તેને વધાવી લેવાને આગળ આવે છે. જો આ નિયમ જ છે તો પછી લોકો તેને ભલે ગમે તે જણાવે. ઈશ્વરી જીવનથી ગમે તે રીતે પણ વિરૂદ્ધ થયા વગર, જીવતાં મરવાના અભિમાનથી દૂર રહેવાના પંથમાંથી દૂર થયા વિના અમસ્તું જ ક્રાઇસ્ટને દુઃખ ભોગવવું પડયું નહી હોય. તેમ છતાં તેને માથે ગુજારવામાં આવેલા જુલમ અને ત્રાસે તેને સમત્વની પૂર્વ સ્થિતિમાં આણ્યો. ઈશ્વર કે જે કાલાતીત છે તેની અંદર સંપૂર્ણ દેહાભિમાનનો ભોગ આપ્યા પછી થોડા જ કલાકે, ફાંસી ઉપર તેનું બાહ્ય મૃત્યુ થવા પહેલાં તેને સદા સર્વ કાર્યનું અનંત જીવન પ્રાપ્ત થયું. પરંતુ આવાં દુઃખ અને ત્રાસ પછી તરત જ સુખ અને આનંદ આવે જ એવો કાંઈ નિયમ નથી. કેટલીક વખત તો થોડુંક દુઃખ જ આવ્યા કરે છે અને લોકોની કહેતી પણ છે કે, આપત્તિ આવે છે ત્યારે તે સામટી જ આવે છે. થોડી જ આપત્તિથી જો આપણે સમજીને ઈશ્વરી માર્ગ તરફ વળીએ તો તે જ વખતે ખરા જીવનનો પ્રકાશ આપણા ઉપર પડે છે. પરતુ જો આપણે એ થોડી આપત્તિથી ન ચેતતાં ઈશ્વરી નિયમનું ઉલ્લંઘન કર્યા જ કરીએ તો પછી આપણા શિર ઉપર પુરેપુરી આપત્તિ આવે છે. આ પથ્થર જેવા અને ઉંડા નિયમને જો સમજવામાં ન આવે તો આપણા ઉપર ફટકાઓ પડયા જ કરવાના. જેઓ આમાંથી પસાર થઈ જાય છે તેઓ ન કહી શકાય એવા નવીન જીવનની સ્થિતિ, કે જેના અધિકારી થવા માટે આ જ એકલી સ્થિતિ છે તે મારફતે અમર જીવન પામે છે. વરાળ યંત્ર શોધાયું નહોતું ત્યાં સુધી આપણે વરાળશક્તિનો ઉપયોગ કરી શકતા નહોતા, પરંતુ તે

યંત્ર શોધી કઢાયા પછી પણ શા માટે વરાળશક્તિને વિના ઉપયોગે વૃથા જવા દેવી જોઇએ? અને એવી જ રીતે સત્ય જીવન, આનંદમય જીવન, જ્ઞાનમય જીવન પ્રાપ્ત કરવાનું યંત્ર યાને અહં મમત્વનો ત્યાગ કરવારૂપ ઉપાય જ્યારે ખોળી કાઢવામાં આવે છે ત્યારે પછી શા માટે દુઃખ અને આપત્તિને મનુષ્ય જાતિ ઉપર સત્તા ચલાવવા દેવાં જોઇએ?"

હે સુકરજી! સ્વામીજી રામતીર્થનાં આ વચનો કેવાં સત્ય પ્રમાણ છે તેની દલીલ કહું તે સાંભળ. **સ્પીનોઝા** જેવા મહાન ફીલસુફે ફીલસુફીનો પ્રકાશ લોકોને જેવો બતાવવા માંડ્યો, કે શત્રુઓ ને અદેખાઓ ઉભરાઈ આવ્યા. તેને નાસ્તિક અને અધર્મી કહેવામાં આવ્યો અને તેનો જીવ લેવાનો કસદ પણ કરવામાં આવ્યો હતો. પણ આ મહાન પુરૂષ નિંદાની કે વિપત્તિઓની કે દુશ્મનાઇની દરકાર કર્યા વગર બાહિંમતે પોતાનું કામ બજાવી અંધકાર અને ગરીબાઈમાં પોતાનો અંત આણવાની બહાદુરી બતાવીને અંધકારમાં જ મરણ પામ્યો હતો. પણ તે છેવટ સુધી કહેતો, કે આ સ્થિતિમાં મેં દુઃખ ભાગવ્યું હોય એવું માનનારાઓ ભુલ કરશે. મેં આ હાલતમાં જ સુખના સ્વાદ ચાખ્યા છે! લોકો મને દુઃખી માને છે, પણ મારૂં મન કદિ દુઃખી થયું નથી. **શીરીન** ને **ખુશરો** જેવું પ્યારૂં ઇરાની પાદશાહી જોડું દુશ્મનોની સતામણીથી દુઃખમાં આવી પડ્યું હતું. ચડતી પડતીના ચક્રમાં એ જોડાંને ઘણાં દુઃખો સહન કરવાં પડ્યાં હતાં. ખુશરો પાદશાહના ઉમરાવો બેવફા નીવડ્યા અને દુશ્મનોએ તેનો લાભ લઈ તેનો પરાજય કર્યો. છેવટે તેમના દુશ્મન **હીરાકલીસ**ના લશ્કરના હાથમાં એ

બન્ને પ્યારાં કેદ પકડાયાં હતાં. **શીરીન** જેવી **સબુરવંતી** સ્ત્રીની હુશિયારીથી તેઓ કેદખાનામાંથી નાસી જવા પામ્યાં અને આખરે સબુરીનો બદલો પરવરે દીધો. પાછું પાદશાહી જોડું, ઇરાનની શહેનશાહાત ખુશી ખુરમીથી ચલાવવા લાગ્યું હતું અને દુશ્મનો ઉંધા પડયા હતા. પરંતુ પાછું એ શીરીન ઉપર આફતનું વાદળ ગાજ્યું ને તેનો સાવકો બેટો **સીરૂહે** તેના ઉપર આશક પડી તેને બગાડવા તૈયાર થયો. માતા ઉપર દીકરો બદ નજર કરતો જાણી તે ભારે અફસોસ કરી દુઃખી થઈ પડી છતાં સબુરીથી પોતાનું શિયળ સાચવી મનથી સુઆવું છોડી દીધું.

હે સુકરજી ! જ્યાં દીકરાએ મા ઉપર બદ નજર કરવાનું એક માતાને દુઃખ હોય તેના જેવું બીજું શું હોય? મા બહેનની ગાળો દેનાર લોકો સામેવાળાઓને એવી જ નીચ નિંદામાં રોજના નાંખે છે. દુનિયામાં એવા એવા તો પુષ્કળ દાખલા બનેલા છે. બોકેશ્યોની બનાવેલી કેતાબો "હપ્ટેમેરોન" અને "ડકેમેરોન" નું વાંચી જો. એવા અતિ દુષ્ટ લાંછનોના સેંકડો દાખલા નોંધાયલા છે. તારા ઉપર તો શત્રુઓએ બોહતાનો અને તહોમતો જોડી કાઢેલાં છે. માટે તારે દુઃખ માનવું નહી. ભલાભલી દુનિયામાં પડ્યાં છે. નિંદક માણસો તો ગાંઠનો સાબુ લઈને આપણો મેલ ધુએ છે. એક રીતે નિંદક માનવી તો આપણને દુઃખકર કરતાં સુખકર વધારે કહી શકાય. માટે તહોમત મુકનારાઓના જબુન ઘા તારા શરીરને લગાડી નહી લે. "તું શુદ્ધ છે, તું અવિનાશી છે, તું સર્વ જ્ઞાનરૂપ છે, સર્વ શક્તિરૂપ છે, તું સર્વ શક્તિનો નિયંતા છે, તું સર્વ સૌંદર્યનો દાતા છે, તું આ વિશ્વમાં સકલ આનંદરૂપ છે. આ

શરીર તે તું છે એમ તું માનીશ નહી. આ જગતની વસ્તુઓ ઉપર તું આધાર રાખીશ નહી. એ બધાથી તું પર થા, તેનું ધ્યાન કર, તેનો વિચાર કર, શત્રુ અને મિત્ર તે તું પોતે જ છે."

"નિંદકસે કુત્તા ભલા જો હઠ કર માંડે રાર;
કુત્તાસે ક્રાધી બુરા જો ગુરૂ દીવાવે ગાર.
નિંદક નજદીક રાખીએ આગણ કુટી છવાય;
બીન પાની સાબુ બીના નિર્મલ કરે સુભાય.
કબીર નિંદક મત મરો જીવો આદ જુગાદ;
હમ તો સદગુરૂ પાઇયા નિંદકકે પરસાદ.
કબીર મેરે સાધકી નીદ કરો મત કાય;
જોકે ચંદ્ર કલંક હય તોભી ઊજીઆરા હોય.
સાતો સાગર મેં ફર્યા જંબુ દ્વીપકે પીઠ;
નીંદા પરાઈ ના કરે સો કોઈ વીરલા દીઠ"

હે સુકરજી ! કોઈ પણ જાતની સખ્તી અથવા કોઈ પણ જાતની વિપત્તિ અને બદબખ્તીને લીધે બબડવાને અને નિરાશીનો દમ મારવાને દાનાવ લોકો મના કરી ગયા છે તે ઘણું જ બરોબર છે. સબબ કે જ્યારે તેવી વિપતિનો કંઈ ઇલાજ નહી હોય ત્યારે બબડી ફફડી નિરાશ થઈ આર પોતાના તન મનને ઈજા કરવાનું કામ તદન જ નકામું, બલકે ઑર વધારે પીડા ઉપજાવનારૂં થઈ પડે છે. પણ જ્યારે પેલી વિપત્તિનો કાંઇએ ઈલાજ થઈ શકે એવી હોય, ત્યારે તે ધીરજ અને સબર રાખ્યાથી જ થઈ શકે છે, નિરાશી અને બબડાટ તથા ગભરાટમાં પડ્યાથી થઈ શકતો નથી. એ કારણે સતાવણી વખતે હાય હાય કરીને ડોકી નાંખી દઈ ગભરાઇએ નહી. આપણી બંદબખ્તી કાંઈ લાભનું પણ સાથે લેતી આવે છે,

માટે કમનશીબીથી અકળાઇએ નહી. એનું શું ? હોય. પાંચ દહાડા નરમ તો પાંચ દહાડા ગરમ ચાલ્યા જ જાય. બદબખ્તી છે તે મિત્રો તથા સગાં વહાલાંઓનાં દિલની તપાસ કરનારી કસોટી છે. જ્યારે કંગાલીયતનો વાવટો ઉડે છે, યાને કોઈ શખ્સ ઉપર વાખો આવી પડે છે ત્યારે તેની ખુબસુરતી, કાબેલીયત અને સગાઈ ઉતરી જાય છે. યાને એ ત્રણે ચીજો તેનાથી દૂર નાસે છે. તમારી ગીબત કરવાથી સર્વ કોઈનું મ્હોડું બંધ કરવાનો વિચાર તમે કરશો ના, પણ માત્ર નેક માણસોના દિલને તમારાં કામથી રાજી રાખવા ઉપર તમે ધ્યાન આપજો; અને પછી ભલે ને બુરા લોકો તમારે વિષે ગમે તે બોલે અથવા વિચારે. તેની તમે કદિ પરવા કરશો ના. શબ્દોથી થયેલા જખમો, ઘણી વેળા તલવારના જખમોથી વધારે સખ્ત અને કારી હોય છે. માટે તું પોતે પણ ગેરવાજબી રીતે સખુનો બોલી કોઇનુંએ દિલ નહી દુઃખવવાની સંભાળ રાખજે. કેમકે ગીબત અને બહોતાનથી જેવું તને દુઃખ થઇ કાળજું કપાઈ જાય છે તેવું જ બીજાને પણ થાય છે. જેમ જેમ તું તારી લાયકીનો પમરાટ ફેલાવવા માંડશે તેમ તેમ બીજાં તહોમતોની દુર્ગંધો તે પમરાટને લીધે બહાર ભભરીને નીકળી આવશે. જેઓ નિંદાખોરોનું સાંભળે છે તેઓ નિંદાખોરો કરતાં વધારે દુષ્ટ હોય છે. તું ગુલાબની સુગંધ સુંધ્યા કર, નિંદા સાંભળનારાઓને નર્કની ગંધ લેવા દે.

મહાન ખગોળવેત્તા કોપરનીકસના ચેલાઓને ખગોળ વિદ્યાની તારીફ લાયક શોધની પાછળ લાગવા માટે જ લોકોએ નિંદી નાંખીને હેરાન કર્યા હતા. કોલરે ખગોળવિદ્યાનાં મૂળતત્ત્વો શોધી દુનિયાને ઉપકારી કરી અને પોતાની લાયકાતનો પમરાટ

ફેલાવ્યો, તેના બદલામાં તે વખતના લોકોએ તેની અતિશય બદગોઈ કરી તેના ઉપર નાસ્તિક હોવાનું તહોમત મુકયું હતું. ગુલછડીનો પમરાટ બાગને બાગ કરી મૂકે છે ખરો, પરંતુ નર્કનો વાસ તે પમરાટને ઘડીભર ઢાંકી નાંખે છે. તોએ દુર્ગંધની ગંધ સુગંધની ગંધ આગળ છેવટે ટકી શકતી નથી એ પણ આપણે જોઇએ છીએ. તેવી જ રીતે આ સર્વ નિંદા, બદગોઈ અને તહોમતો રૂપી કાગજની હાંલ્લી એક જ વાર ચુલે ચડે તેવી છે. લોકો દુ:ખી કાં ન થાય વારૂ ? જીવતાંને તો નિંદાથી સતાવે છે તો છે, પણ બિચારાં અશો મુએલાંને પણ પોતાની કાતેલ ઝેરી ઝબાનના ઝેરથી અપવિત્ર કરવાને ચુકતાં નથી. મુઆ પછી એક માણસની ગેરહાજરીમાં તેની પીઠ પાછળ નિંદા કરવી એના જેવું મહા પાતક બીજું કોઈ નથી. કેમકે Dead men tell no tales 'મરેલાં માણસો કાંઈ વાત કરતાં નથી.' નિંદાખોર માણસો સુધરેલી મંડળીના હડહડતા શત્રુઓ છે. માન, મરતબો અને માણસાઈથી તેઓ ખાલી છે. 'મારતેકા હાથ પકડા જાતા હુએ, કહેનેવાલેકી ઝબાન નહી પકડી જાતી.' યાદ રાખજો, સંભાળજો, કે જે પાપી શખ્સો બીજાંની નિંદા તમારી આગળ કરશે, તે તમારી નિંદા પણ બીજાં આગળ કરવાને ચુકનાર નથી. એક દાનાવ કહી ગયા છે, કે:–

"જે વખતે જે બનાવ બને છે, તે ખોદાતાલાની તરફના બનાવ ગણીને, સબુરી અને નમનતાઈની ગરદન આપણે સદા નીચી રાખવી જોઇએ. અચબુચા અથવા કુદરતી બનાવ તે ખોદાની તરફના બનાવ મનાય છે અને તેથી કાંઈએ સબબ વગરના તે બનાવ હોય જ નહી એવું સમજવું જોઇએ. હવે જ્યારે તે ખોદાની જ તરફના બનાવ ગણીએ, ત્યારે તે કાંઈ પણ

પ્રકારે માઠા તો હોય જ નહી. સઘળી પ્રકારે ભલા અને ગુણગારા હોવા જોઈએ, કે જેનો અંતરભેદ ઇનસાન જાતને એકાએક સમજાઈ શકતો નથી."

• નિંદા, બદગોઈ, તહોમત, બદનામી, ચાડી ચુગલી, તારી મારી, ગાળ ગળોચ એ સર્વથી જે દુઃખો પેદા થાય છે, તે એટલા જ મુદ્દા ઉપર રચાય છે, કે જેથી આપણને અન્યાયનું ખોટું સંકટ આવી પડવાથી આપણી લાગણી દુઃખાય. દરેક • બનાવમાં માણસને અન્યાય અને ગેરઇનસાફ દુઃખ દે છે. વરંતુ તેના પણ ઉપાય છે. એકની કીર્ત્તિ બીજો લુંટી લે છે, અગર એક સ્તુત્ય કામ આપણે કર્યું હોય તેનું માન ભળતો જ. ખાટી જવા પામી આપણને અન્યાય કરે છે, ત્યારે આપણા દુઃખનો પાર રહેતો નથી. પણ મોટું દિલ રાખવાથી ઑર મજા પડે છે. એક વાર ફ્રેન્ચ પાઠશાળામાં મહા વિદ્વાન લોકો આગળ બાયત નામના એક જવાન ફીલસુફે નવી જ શોધ કરીને રચેલો નિબંધ વાંચ્યો. તેની ઓરીજીનલીટીને લીધે સાંવાંઓએ તેની ઘણી તારીફ કરી. ત્યાં ફીલસુફ લાપ્લેસ પણ બેઠેલો હતો, તેણે પણ બાયતને શાબાશી આપી અને પોતાની સાથે આ જવાનને પોતાને ઘેર લેતો ગયો. ત્યાં એક ટેબલના ખાનામાંથી પીળું પાંજળું થઈ રહેલું જુનું ખખ મેનુસ્ક્રીપ્ટ કાઢીને બાયતના હાથમાં મૂક્યું; જેમાં આબેહુબ બાયતે નવી નવાઈ તરીકે જે જે સિદ્ધાંતો બતાવી કીર્ત્તિ મેળવી હતી, તે બધું કેટલાંક વરસોથી લાપ્લેસે તો લખી રાખેલું હતું ! આ જોઈ જવાન ફીલસુફ અજબ જ રહ્યા અને લાપ્લેસે તો કોઈની આગળ એ વિષે વરાળે નહોતી કાઢી, પણ બાયતે પોતે જ ૫૦ વરસ રહીને આ વાત ઉઘાડી પાડી.

જે લલાટમાં લખ્યું હોય તે મિથ્યા થતું નથી. આપણા નસીબનું બીજાને મળતું હોય તેમાં પણ ઉદાર નજરે જોવું, કે જેથી આપણા દિલને બળાપો ન થાય. દુશ્મનનો ભય દુશ્મનનાં જ સ્વપ્નાં દેખાડે છે. મરણનો ભય મરણના જ ખોવાબ દેખાડે છે. દિવસે પેટમાં જે જાતના ધાસ્કા રાખો તે જ ધાસ્કાનાં રાત્રે સ્વપ્નાં આવી રાત પણ સુખમાં કાઢવા દેતાં નથી. દિવસે દુઃખ વેઠી રાતે રાહત થતી હોય તો સમજ્યા.

હે સુકરજી! તને દુશ્મનના, શત્રુના ને તારી થતી બદબોઈના જ ખ્યાલો, વિચારો, સ્વપ્નાંઓ અને તુરંગો આવ્યા કરે છે, માટે હું તો કહું છું, કે તારો શત્રુ તું જ છે. તારી બદગોઈ તું જ કરે છે. નિંદા કરનાર, નિંદા સાંભળનાર, કે નિંદાયલો એવા ત્રણ પુરૂષો તારી આસપાસ ફરી વળેલા નથી, પણ એ ત્રણે પુરૂષનો એક પુરૂષ તું એકલો જ બનેલો છે. તારા કુતર્કો સ્વપ્નામાં પણ ખરા જ પડતા તને જણાય છે. **ડા. જોનસન** કદિએ પોતાની તકરારોમાં અને વાદવિવાદોમાં કોઈનાથી પણ પોતે હારી ગયલો જોવા ઇચ્છતો નહોતો. હમેશાં પોતે જ જીત અને ફતેહ મેળવે એવી તેની તીવ્ર ઈચ્છા અને મજબુત ખાહેશ હતી. તેને કોઈપણ વાદવિવાદમાં કે તકરારમાં જીતી જાય તો તે આકાશ અને પાતાળ એક કરી નાંખતો. એક રાત્રે તેને સ્વપ્નું આવ્યું, કે મહાન વક્તા **એડમંડ બર્કે** તેને વાદવિવાદમાં દલીલો કરીને હરાવ્યો! જોનસનને તો આ દુઃખ અસહ્ય થઈ લાગ્યું. સ્વપ્નામાંથી તે એકદમ જાગી ઉઠયો, તેને બહુ બેચેની થઈ અને પાછી કાંઈ ઉંઘ આવી નહી. કેમકે મન હમેશાં આરામ માગે છે, શાંતિ માગે છે, પરંતુ જ્યારે તેમાં ખલેલ પહોંચે છે ત્યારે

ગમે તે કરતાં એ શાન્તિ મેળવવા તરફડીયાં મારવાં પડે છે. આથી જૉનસનને વિચાર આવ્યો, કે જો હમણાં ને હમણાં બર્કને જઈને ઉઠાડીને પુછું, કે તેં કીયા ધોરણ ઉપર દલીલો કરી મને હરાવ્યો ? તો બર્ક તેનો કંઈ જવાબ આપી શકે તેમ નથી. હું પોતે તો જાણું છું કે તેણે શી શી દલીલો કરી અને મારી દલીલો કેવી નબળી હતી. હું તો બન્ને જાણું છું. માટે આ તો માત્ર મેં પોતે જ મારા મગજમાંથી દલીલો કાઢીને હું પોતે જ જૉનસન અને હું પોતે જ એડમંડ બર્ક બન્યો હતો ! હે સુકરજી ! એ જ રીતે તું પોતે જ તારો દુશ્મન અને નિંદાખોર છે. એ બધાં તારા મનમાં માનેલાં સુખ દુઃખો પરપોટા જેવાં છે. માટે આ સંસારની માયામાં વધુ લપટાઈ ન રહે. આ સંસારની માયા છે તો અમૃત જેવી, પણ આવાં આવાં ઝેરો તેમાં ભરેલાં છે. એ ઝેરનો ઉતાર માત્ર મન સાફ રાખવામાં જ સમાયલો છે. આ ઉપરથી કવિ કહે છે કેઃ—

"છે અમૃતમાં ઝેર, મિત્રો, છે અમૃતમાં ઝેર.
અસલ સુખોને મિથ્યા રસમાં, શી અમૃતની પેર, મિત્રો૦
સ્નેહનું સુખ પણ થોડી પળનું, ઝુરી મરે આખરે. મિત્રો૦
સ્વારથ ત્યાગ નહિ કોઈ સ્થિતિમાં, ફરી વળો ચો ફેર. મિત્રો૦
રાજપાટ સાહેબી શોભા, તે સંધે અંધેર. મિત્રો૦
અમૃતનો આભાસ પરંતુ, છે જ હલાહલ ઝેર. મિત્રો૦
વેર બુદ્ધિયે વાસ કર્યો ત્યાં, કાળો કળિયુગ કેર. મિત્રો૦
કાન હરિરસ પાન કરે છે, તેને લીલા લ્હેર." મિત્રો૦

**મન સાફ નિર્મળ રાખ. દુનિયામાં જે ચળવળ ચાલી રહી છે તે તારે માટે જ ચાલે છે એવો કપટી ન રહે. દિલગીરી**

તને કુદરતી છે અને તે તારી આસપાસ હમેશ રહે છે. ખુશાલી તારાથી બેગાંની છે અને તે કોઈ કોઈ વાર જ તારી ભેટ લે છે. અક્કલ અચ્છી રીતે કામે લગાડ, કે જેથી દિલગીરીને તારી પાછળ તું દૂર કરે. ડહાપણ તું તારી સાથે રાખ, કે જેથી ખુશાલીની ભેટ લાંબી વાર ભોગવે. જે કાંઈ ન ધારેલું આવી પડે છે, તેને કાંઈ ન ધારેલું જ પાછું ખેંચી જાય છે. The ebb will fetch the tide brings in. 'ભરતી જે કાંઈ લઇ આવે છે તે ઓટ ખેંચી જાય છે.' ફીકર કરવાથી શું બનવાનું છે? તું રોજ રોજ જોતો જાય છે, કે શાહને ગદાઈ તે પરવરદેગાર આપે છે ને ગદાને શાહી પણ પળ વારમાં તે જ આપે છે. રંકના રાય ને રાયના રંક તે જ કરી મૂકે છે એ હરઘડી તું જુએ છે અને સતાવનારાઓ સપડાયલા પણ તું જુએ છે. નાટકમાં ગાય છે તેમ,

"જો ખુદા જરદારકો એક દમમેં કરતા હય ફકીર,
કયા વોહ મુફલીસકો બના શકતા નહીં સાહેબ અમીર?
જો વોહ ચાહે સો કરે ફરીયાદસે કયા ફાયદા?
હય અબસ યેહ રંજો ગમ ઔર ફીક્ર હય લા ફાયદા"

હે મુકરજી! જો કે હું તારૂં ધ્યાન આ દુનિયાની ખુશી ભરેલી રોશનીમાં રોકવાને ખુશી છું, તોએ મારે કબુલ કરવું જોઈએ, કે આપણે વાસ્તે સરજેલાં સુખોમાં કેટલીક હલાકી આવી પડે છે. પણ જો તેઓનો બરાબર વિચાર કર્યો હોય તો તેઓથી મનને એકદમ દિલગીરીમાં નાંખી નહી શકાશે, અથવા જે ખુશ મીજાજની ભલામણ કરી શકાય તેનો નાશ નહી થઈ શકશે. સારાંની સાથે માઠાંની, તથા સુખની સાથે દુઃખની ભેળવણી

કરવાનું કારણ **એ** જ, કે તું હમેશાં ચેતેલો રહે. દરેક માનવી કાંઈ જન્મથી જ સોનાના પાળણામાં હિંચકા ખાતો અવતરતો નથી. લીલી સુકી વેઠયા વગર સારો અંજામ કોઈએ પણ દીઠો નથી. લેડી **સાકરબાઇ** જન્મથી જ કાંઈ પુલના બિછાના ઉપર બીરાજ્યાં ન હતાં. તેમના મામા કેખુશરો ચઝદેયાર ઈરાની તો વાખાના માર્યા, ઘણા જ જુલમ વચ્ચે હાડમાર થઈ, હાડમાર થયલાં કુટુંબને લઈ મુંબઇ નાસી આવ્યા હતા—અને આ નેક બાનુ તથા એ કુટુંબ ઉપર હાદેશા પુછી પુછીને ઘણા પડયા હતા, સતામણીઓ ઘણી થઈ હતી, પણ અંધારીયા પછી ચાંદનીના દહાડા આવે છે, તેમ આ બાઈ સુખવાસી ઘરે પરણીને સુખી થયાં. વચગાળે દીકરાઓના મરણથી તેમને દુ:ખ પડયું હતું, તો પણ તેમણે અને તેમના રાજવંશી પતિએ તે સર્વે સબુરીથી સહન કર્યું હતું. અર્થાત્, બધા દહાડા એક સરખા પસાર થતા નથી. દાદર ચઢીને ઉતરવાનું તો હોય જ. પહાડ ઉપર ચઢ્યા પહેલાં ઉતરવાનો રસ્તો જોઈ રાખવો પડે છે. જ્યાં જાવ ત્યાં મનને કે તનને દુ:ખ તો હોય જ. તેના બનાવનારને કહે, કે ઓ પ્રભો ! તારી ગતિ તું જ જાણે. હેઠળ પાડ, ઉંચે ચઢાવ, નીચો પાડ કે આકાશની બુલંદીએ **પહોંચાડ,** પણ મારાં દુ:ખ સુખ સર્વનો બોજો તારે શિર.

દાધ કલાપી સદા દુ:ખી, સુખી ના દેખા કોય;<br>
જાહાં **કબીરા** હરી કથા, તાંહાં ટુક ધીરજ હોય.

# દિલાસા પત્ર ૮૬ મો.



"He is a happy man whose life, e'en now,
Shows somewhat of that happier life to come,
Who, doomed to an obscure, but tranquil state,
Is pleased with it, and, were he free to choose,
Would make his fate his choice; whom peace the fruit
Of virtue, and whom virtue, fruit of faith,
Prepare for happiness; bespeak him one
Content indeed to sojourn while he must
Below the skies, but having there his home."

Cowper.

'જે વધારે સુખી જીવન આવવાનું છે તેનું થોડું દર્શન જે માણસનું જીવન હજી હમણાં પણ કરાવે છે એ સુખી માણસ છેઃ જેને અપ્રસિદ્ધ, પરંતુ શાંત સ્થિતિમાં રહેવાનું સર્જીત હોવા છતાં તેનાથી સુખી છે અને જો તેને પસંદ કરવાની છૂટ હોત તો તેના સર્જીતને જ તેની ઇચ્છા બનાવત, એ સુખી માણસ છેઃ જેને સદ્ગુણના ફળરૂપ શાંતિ, અને શ્રદ્ધાના ફળરૂપ સદ્ગુણ, સુખને માટે તૈયાર કરે છેઃ જે આ દુનિયામાં જેટલો સમય રહેવાનું સર્જીત છે તેટલો સમય સંતોષમાં ગાળે છે પણ તેનું ઘર તો ત્યાં જ (આકાશની પેલી પાર) છે એમ માને છે (તે સુખી છે.)' કાઉપર.

હે બંધુ! પૈસે પૂર છે, પરણેતર મરણ પામી છે, તારી વય ૬૦ વરસની થઈ ચુકી છે, છોકરાં જીવતાં નથી અને

ખાનાર કોઈ ન હોવાથી એક પણ પુત્રની વૃદ્ધિ વગર તું આ આરૂ મુંઝાયા કરે છે ? શું એક બાયડી મરણ પામી તો બીજી નહીં મળશે ? મરદ જીવતો છે તો ૮૫ વરસે પણ પુત્ર પ્રાપ્તિની ઉમેદ નષ્ટ થતી નથી. મેં ઘણા દાખલા જોયા છે, તેમાં બે દ્રષ્ટાંતો તો ખાસ છે, કે એક ૨૦ લાખના અને બીજા ૭ લાખ રૂપિયાના ધણી પારસી શ્રીમંત શેઠીયા પોતાની પહેલી પરણેતર વગર પુત્ર પ્રાપ્તિએ ગુમાવી નિરાશ થઇ બેઠા હતા, તેઓ નવી વહુઓ લાવ્યા. નવી વહુઓ પૈકી ૧ લા શેઠીયાની બાયડીએ ૪ છોકરા અને ૩ દીકરીને જન્મ આપેલો છે, એટલે ૭૫ વરસના આ ડોસાજીને પેટે હમણાં પણ છ મહિનાનો દીકરો પેદા પરૂો છે ! આજે દુધે પુતે ધન દોલતમાં છાકમ છેલ થઈ રહ્યા છે. બીજા શેઠીઆની ઉમર ૮૫ વરસની થઈ છે, નવી વહુને પેટે ૫ છોકરા અને ૨ છોકરી પેદા પડી છે અને ૮૫ વરસના ડોસાજીની ૪૨ વરસની સ્ત્રી હજી પણ છોકરાં જણે છે. જીંદગાની છે તો આશા ફોકટ નથી. પરવરદેગાર કરમ બક્ષેશનો સાહેબ છે, તે જ્યારે ધારે ત્યારે આઠેઆઠ સિદ્ધિ અને નવેનવ નિધિ પણ બક્ષે. પરંતુ ઘણીકવાર માણસ એક ચીજ પોતાના ભલા માટે અગત્યની ધારે છે, તે જ ચીજ ખોદાની નજરમાં ઉલટી જ હોય છે; જેથી એક પુરૂષ છોકરાં વગરનો છે તેને છોકરાંવાળો કરવાથી તેની મારફતે ઈશ્વરે જે કામો કરાવવાનાં છે તેમાં વિક્ષેપ થશે, એમ સમજીને જ તેને અપુત્રવાન તે સાહેબ રહેવા દે છે અને જે સ્ત્રી પુત્ર વિનાની રહેવાથી અનર્થ થવા પામે તે કારણે તે સાહેબે જ તેને પુત્રવાળી પણ કરી હોય છે તો એ જાણજે કે જે ભલાં માણસને ઘણાં છોકરાં હોય છે, તેને ઘણા આશી-

વંદ અને ઘણી ઈશ્વરી કૃપા હોય છે અને જેણે બીજાંની જીંદગીનો નાશ કર્યો હશે, તે પોતાની જીંદગી સુખ–ચેનથી ભોગવી શકે નહીં, એટલા માટે પુત્ર વિના રહેવાનો ઈશ્વરી શ્રાપ છે. અર્થાત્, સૌ વાતે કેવળ પ્રભુની ઇચ્છા બળવાન છે. દુઃખી **દારાશા** રડવા લાગ્યોઃ–હે નશીયતના દેનાર સાધુ ! એ બધું હું સમજું છું, તમારી શિખામણ કે તમારા દિલાસા મને જોઈતા નથી. જેમ બંધુ વિનાની દિશા સૂની છે, બુદ્ધિ વિનાના મૂર્ખનું હૃદય સૂનું છે અને દરિદ્રતા સર્વ વાતે સૂની છે, તે જ પ્રમાણે પુત્ર વિનાનું ઘર સૂનું છે. બીજી બાયડી કરૂં તોએ પુત્ર પ્રાપ્તિ થશે જ એમ કેમ કહેવાય ? જો નશીબમાં હોત તો પહેલી પરણેતરને જ પેટનાં પોર્યાં જીવતે કેની ? પરણેતરનું તો મને સુખ ન હતું અને તે મરનારને મારૂં પણ સુખ તો ન હતું, તોએ જેમ તેમ બચ્ચાં અવતર્યાં, તે જીવવા કેમ ન પામ્યાં ? પ્રવીણ સાગરમાં સાગર પ્રવીણની મૂર્ત્તિને ભલે પ્રેમરૂપ કહે, પણ હું તો કહું છું, કે "જેવી રીતે દીવા ઉપર પતંગીઆનો પ્રેમ લાગેલો છે, કમળ ઉપર ભમરાનું સુખ પુર છે, ચંદ્ર જોડે ચકોરને પ્રેમ લાગેલો છે, વર્ષાદની ઘોર ગર્જના ઉપર નિરંતર મોરનો પ્રેમ લાગેલો છે, ચાતકને સ્વાતિ નક્ષત્રના બુંદનો પ્રેમ લાગેલો છે, કમળ સૂરજની સુરત સાથે તલ્લીન થયેલું છે," એવી જ રીતે મારૂં મન બસ એક પુત્રના પ્રેમમાં લાગી રહ્યું છે. **સાધુઃ**– "સંપૂર્ણ અને પાર વિનાનો પ્યાર, ઉત્તમ પૂજ્ય ભાવ, બદલાય નહી તેવી ભક્તિ, દરેક સંજોગોમાં અકેકને વળગી રહેનારી ધીરજ, ગમે એવા વિકટ પ્રસંગમાં પણ નહી બદલાય તેવો પ્રેમ, અને અત્યંત વિકટ તથા કસોટીના સમયમાં પણ ડગે

નહી તેવી હિંમત, આ સર્વ લક્ષણ પતિવ્રતા સ્ત્રીનાં છે. એવી સ્ત્રી જેને ન મળે તેને છોકરાં ન થાય ને થાય તો તે જીવવા ન પામે. પતિએ પણ સંપૂર્ણ માયાળુપણું બતાવવું જોઇએ. નિરંતર તેનું રક્ષણ કરવું જોઇએ અને તેની સાથે ડગે નહી તેવો પ્રેમ રાખવો જોઇએ. આવા સદ્ગુણોવાળાં પતિપત્નીનું લગ્ન થાય તો જ તે લગ્નની ઉચ્ચ ભાવના તરીકે લેખી શકાય. જો આવા પ્યાર વગર ઘણી ઘણીઆણીનું જીવન સફળ ન થાય, તો છોકરાં થાય નહી, ને થાય તો જીવે નહી. માટે લગ્ન કરવાં તો પરસ્પર પ્યારનાં કરવાં જરૂરનાં છે." તેવાં તમારાં લગ્ન ન હતાં, તો આયંદે તપાસીને કામ કરો. પરણેલી તો જેવી તેવી, ને નાતરાની તો જોઇને લેવી, એ કહેવત ઉપર અમલ કર. શા માટે મુંઝાય છે?

દાનાવને ત્રણ ચીજ કરવી નહી જોઇએ. નહી મળી શકે તેવી ચીજની ઇચ્છા, વખતે નહી આપે તેવી ચીજની માગણી અને જોખમ ભરેલાં કામની જામીનગીરી, એ શિવાય જે મળી શકે એવી ચીજની શુભ ભાવના તો ઈશ્વર પાર પાડ્યા વગર રહે નહી. બાયડી ને છોકરાં સૌ ભાગ્યનાં છે, બાકી તો તે પણ સ્વપ્ના જેવાં સમજવાનાં છે.

"અનર્થ કરવાની રૂચિવાળા કોણે, મિત્ર, પુત્ર અને બંધવાળું આ વિચિત્ર કપટ–જગત્ રચ્યું છે? કોણ કોનો ચાકર? કોણ કોનો મિત્ર? અથવા કોણ કોનો માણસ? ખરેખર આ જીવલોક સ્વપ્નામાં જોવાયલા ઈંદ્રિજાળના સરખા છે." ઘણા વહેમી ભરથારો પુત્ર પ્રાપ્તિ માટે અને ઘણી સ્ત્રીઓ બાળકો જણવાની ઉતાવળથી સાધુ, ફકીર, કે ધુતારાઓને ઘેર જઇ તરે-

હવાર ધુતમ ધાતમ કરતાં ફરે છે, દોરા ચીઠી કરાવે છે, અથવા જોષીઓને જન્મોત્રી દેખડાવે છે, કે પાડોશીના ઘરમાં અનેક ચીજો નાંખી આવી અનેક પાપો કરે છે, તે જ પુરૂષો કે સ્ત્રીઓને ઘણીવાર પુત્ર થયા પછી બોલવું પડે છે કે "આવાં બાળક પેટે જન્મ્યાં જ ન હોત તો સારૂં!"

દારાશાઃ—હે પવિત્ર સાધુ! એ દાખલો તો અમારા ઉપર વિત્યો નહી. અમે સેવરા બ્રાહ્મણ, અને જોષી ફકીર ઘણાએ ધુતારાની પાછળ રવડયાં, ઘણી ઘણી દેવ દહેરાંની માનતા કરી પણ અમારૂં જ્યારે સર્વ ફોકટ ગયું ત્યારે જ હવે નિરાશ થઈ ઝુર્યા કરૂં છું.

"દુ:ખ મ્હોટું જગમાંહિ, પુત્ર વીનાનુ ભાઈ,
એથી ન વધુ કાંઈ, ઝુરાવે મનમાંહી.—દુ:ખ૦
હોય કપુત તોય પુત્ર કહાવે, વાંઝીયા મેણું ના રહે હો,
સુધરે સદ્બોધથી ક્યારે, પુત્ર નરકથી તારે હો,
પ્રભુ રાચે સહુ યાચે, ન પુત્ર વિના કાંઈ.—દુ:ખ૦"

અરેરે! ઇશ્વરમાં માન્યતા હોય, પ્રભુ-ભગવાનની જેણે સાચી માનતા પાળી હોય, તે કદી કાળે નિષ્ફળ જતી નથી. તારી માનતામાં કાંઈ ખામી હશે. આમ બોલી ગુરૂએ એક દ્રષ્ટાંત કહ્યું:–

કોઈ એક ગોવાળીયાની વાછરડી જંગલમાં ખોવાઈ, ત્યારે ગોવાળીયે તેનો ઘણો શોધ કર્યો પણ જડી નહી. ત્યારે તેણે ખંડોબાને માનતા માની કે, હે દેવ! જો તું વાછરડીના ચોરને મારી નજરે પાડીશ, તો હું તને બકરૂં ચઢાવીશ. એવું માનીને લગાર આગળ ગયો એટલે ઝાડીમાં એક વાઘ વાછરડીને મારીને ખાતો હતો તેને ગોવાળીયે દીઠો. તે વખત

ભયથી ગોવાળીયાનાં ગાત્ર નરમ થઈ ગયાં અને તે થરથર કાંપવા લાગ્યો. પછી ફરીને ખંડેરાવને માનતા માનવા લાગ્યો કે, હે મહારાજ! ચોર નજરે પડે માટે મેં તમને બકરૂં ચઢાવવું માન્યું હતું, તે તો તારૂં સહી થયું, પણ હવે મને આ વાઘના હાથમાંથી જો છોડાવીશ, તો હું તને એક સુરથી ચઢાવીશ! આ પ્રમાણે જે અજ્ઞાની છે, તે મનમાં એવું સમજે છે, કે લાંચ માટે પરમેશ્વર આપણું કહ્યું કામ કરશે. ડાહ્યાં છે તે એવી માનતા જ કરતાં નથી. જે પરમેશ્વરે આપણને પેદા કર્યાં તે ઉપર વિશ્વાસ રાખીને, તેણે જે ભોગવવાનું લખ્યું છે તે ભોગવીને સ્વસ્થ રહે છે. સંકટ વખત દેવની પ્રાર્થના કરવી પડે તો તે એવી કરે છે કે, હે પરમેશ્વર! મારૂં કલ્યાણ અકલ્યાણ સઘળું તું જાણે છે અને હું તારો છું; તને સારૂં જે ગમે તે કરજે! ઈશ્વર પાસે લોકો પુત્ર માગે છે ખરા, પણ નઠારો નિવડે છે ત્યારે પાછા ઈશ્વરને જ બદનામી આપે છે. "પુત્ર આપો પ્રભુ!" તો પુત્ર આપ્યો. હવે "આપ્યો ને આપ્યો ત્યારે આવો નઠારો કાં આપ્યો!" આમ કહી નકારો કરે છે. ઇચ્છા અને માગણી પ્રમાણે ઈશ્વર કરે તેમાંએ દુઃખ ને ન કરે તેમાંએ દુઃખ.

એક માથે બોડીયો ગરીબ માણસ દિવાલને અઢેલીને ખુદાની બંદગી કરતો હતો; "હે પરવરદેગાર! તું જો ખરેખરો દયાળુ હોય તો એક ટોપીની ગેબી નવાજેશ કર! કે તે પહેરીને પેલા સુફીને તમાચો મારી આવું!" આ વખતે પાસેના સંડાસ સાફ કરતા ભંગીના હાથમાં ખરડાયલી ટોપી આવી ગઈ, જે તેણે પોતાની ટોપલીમાંથી દૂર ફેંકી દીધી. બનાવ એવો બન્યો, કે તે જઇને પેલા બંદગીખોરના માથા ઉપર બરાબર પડી. પેલો

બોલ્યો:—આહા! મારી સાચી બંદગીનો કેવો ચમત્કાર! અલ્લા કેવો દયાળુ અને માગીએ તે આપનારો માયાળુ બાપ છે, કે જેવી ટોપી માગી તેવી માથા ઉપર નાંખી! પછી માથેથી ઉતારીને જુએ છે, તો નરી નરકમાં લપટાયલી જોઈ! તે ગુસ્સામાં અને કચવાટમાં ક્રોધી બની દૂર ફેકી દઇને બોલ્યો:– એ અલ્લા! આ ટોપી મને બંધ બેસ્તી આવતી નથી, માટે તે તારા જીબ્રાયલ ફરેસ્તાને પહેરાવ, અને મારે વાસ્તે તો સારી નવી ટોપી મોકલ! મહેરબાની કરે તો પુરી કર, અર્ધી મહેરબાની શા ખપની!" આકાશ ઉપરથી અવાજ થયો, કે "હે નીચ જેવી ઇચ્છાથી તેં માગણી કરી તેવું જ તને મળ્યું."

હે પારસી! આવો જ રાંધાટ તારો થશે. જગતમાં ઇચ્છા જેવું એક દુ:ખ નથી. માટે ઇશ્વર વિના જે કાંઈ ઇચ્છા કરવી તેથી અનેક દુ:ખ ભોગવવાં પડે છે અને મરવા પછી અધોગતિ થાય છે; યાને અદ્ધર લટકતી હાલતમાં સબડવું પડે છે, અગર એવું ધાર કે કુદરતે એવું કર્યું હોત, કે જે કાંઈ તારો જીવ ચાહે તે આપોઆપ તારી હજુરમાં આવી પડે, તો તે સર્વમાંથી લેવું શું, રાખવું શું અને પસંદ કરવું શું, તે સમજવાની તારામાં તાકત રહેત કે? તારી મરજી માફક જોઇએ તેટલું તું મેળવી શકત, તેથી પણ શું ખરૂં સુખ તને સંપાદન થાત કે? અથવા ખુશાલી તારા ઘરના દરવાજા આગળ કાયમ રહેત કે? એક ઓરતથી નાશીપાસ થયો ને પાછળથી તને જે બીજી મળે છે તે ઉપર તારૂં દિલ લગાડતો નથી અને એ કયાંની કયાં પસંદ કરી એમ બોલી તારા જીવ સાથે તું કંકાસ કરે છે. પછી તારી ભુલ ઉપર તું ઠપકો આપે છે અને તે

ઠપકો બરહક થઈ પડે છે. વારૂ! માગવા અને મેળવવા જે તું મોટી ખાહેશો રાખે છે, તેમાં જે તું કોતાઈ બતાવે છે તેના કરતાં વધારે કોતાઈ શામાં બતાવે છે? જે તને મળ્યું હોય તે ચાચવી રાખવામાં અને ઘટતી રીતે તેનો ઊપયોગ કરવામાં. અગર તું એક ચીજ અસંભવિત અથવા ન બને તેવી માનતો હોય તેમાં તારી નાઉમેદી અને નાહિંમત જણાય છે. પણ ખંત કરી કાંઈ પણ બાબત પાછળ તું લાગે, તો સર્વ મુશ્કેલીને જીતી જશે.

**દારાશાઃ**—હે ગુરૂ! ત્યારે કયા દુઃખથી છુટકારો મેળવવાનું ઘણું મુશ્કેલ પડે છે?

**સાધુઃ**—નાલાયક ઓરત અને ભુંડા ફરજંદથી. **का ते कान्ता, कस्ते पुत्रः,संसारोऽयमतीव विचित्रः ।** તારી બાયડી કોણ? તારો પુત્ર કોણ? આ સંસાર અત્યંત વિચિત્ર છે! જો, એક બનેલો બનાવ તને કહું છું તે ઉપરથી સાર સમજી લે. "**મદ્ય** પંડિતની પુત્રી અને **શિવગુરૂ** જેવા મહા પંડિતની પત્નિ સતી **શક્તિ** પોતાના પતિ સાથે સુખમય જીંદગી ગુજારતી હતી. આ જોડું સર્વ પ્રકારે સુખી હતું, પણ પેટે પુત્ર ન હોવાથી બેહદ દુઃખી હતું. સંતાપમાં બળી જળીને શિવગુરૂએ કહ્યું:–"હે ભદ્રે! આ લોકમાં હિત કરનારા પુત્રનું સુખ તો હજુ સુધી જોયું નથી. પુત્ર વિના જીવન વૃથા છે. પિતાએ મારો જન્મ આપ્યો, પણ પુત્ર વિના એ જન્મ એળે જશે, કેમકે **पुत्रेणायं लोकः** યાને પુત્રથી જ આ જગત સિદ્ધ થાય છે એવું શ્રુતિમાં કહે છે. આ સતીના અગાધ તપને લીધે શ્રી **શંકરાચાર્ય** જેવા મહા તેજસ્વી અને શંકર અવતાર જેવા પુત્રનો જન્મ થયો. હવે જુઓ. પુત્ર

તો સકળગુણ સંપન્ન મહા પવિત્ર હતો, છતાં સુખ પાછળ દુઃખ હોય છે, તેમ શિવગુરૂ થોડા જ કાળમાં મરણ પામવાથી બાળક નબાપું થયું ને રંડાવાથી સતી મહા દુઃખમાં આવી પડ્યાં. અધુરામાં પુરૂં એક વાર અગસ્ત્ય મુનિએ આ પુત્રનું ભવિષ્ય કહેતાં તેને જણાવ્યું કે: 'સતી માતા! આ પુત્રનું આયુષ્ય માત્ર ૧૬ વરસનું જ છે. તથાપિ કેટલાંક કારણે બીજાં ૧૬ વરસ પૃથ્વિ ઉપર તે રહેશે. ૩૨ વરસથી વધુ એ જીવશે જ નહી.' પોતાના પુત્રનો આવરદા ટુંકો જાણી અતિશય દુઃખમાં સતીએ દહાડા કાઢવા માંડ્યા. માતાને ખેદ પામતાં જોઇ શ્રી શંકરે કહ્યું:–'માજી! આ સંસાર ક્ષણિક છે તે તમે સારી રીતે જાણો છો, છતાં શા માટે શોક કરો છો? આવી રીતે શોક કરવો તમને ઘટે નહી. તમે જાણો છો જ કે સાંજ પડતાં વૃક્ષ પર અનેક પક્ષીઓ જૂદે જૂદે ઠેકાણેથી આવી બેસે છે અને પ્રભાત થતાં જ જૂદે જૂદે ઠેકાણે વિખરાઈ જાય છે. તેમ જ આ સંસારમાંથી કોઇ કયાંથી ને કોઇ કયાંથી આવી મળ્યા છે, પરંતુ અવસર પૂરો થતાં જ સૌ જૂદાં પડી ચાલ્યાં જાય છે. એમાં માતા કોણ, પિતા કોણ, અને પુત્ર કોણ? કોણ જાણે કેટલાએ જન્મ ધર્યા હશે માટે મિથ્યા શોક કરવો છોડી દો. હજુ તો હું સંસારના બંધનમાંથી છુટવાને ચતુર્થાશ્રમ સંન્યાસ અંગીકાર કરવાનો છું; સંન્યાસ લેવાનું નામ સમજી માતા ગભરાઇને બોલી:–'પુત્ર! એ વિચાર છોડી ઘરબારવાળો થઇ પુત્રવાન થા. મારે તો તું એક જ પુત્ર છે. હું મરી જઈશ ત્યારે મારી ઉત્તરક્રિયા કોણ કરશે? મને તું એકલી મુકી ચાલ્યો જઈશ તો મારી શી વલે થશે? દયા લાવ,

મને તજી ના દે!' એમ છતાં શ્રી શંકર તો દેશાટન કરવા ગયા અને માતા દુઃખી થઈ. પણ જ્યારે તે મરણ ખાટલે પડી ત્યારે શંકર હાજર થયા ને માતાને પરમાત્માનો બોધ આપી આનંદ અને સુખમાં તેમને મરવા દીધાં હતાં.

**દાસશાઃ**—હે ગુરૂ! આપનું કહેવું તો રાસ્ત છે, મગર મારા અંતઃકરણમાં લાય બળે છે તે તમને કયાં દેખાય છે? બધાં દુઃખ દરદ ખમાય, પણ પેટે પુત્ર નહી પેદા પડવાનું દુઃખ નહી જ ખમાય. જેને ત્યાં ચેરાગ નહી તેને ત્યાં અંધારૂં જ. જેને નૂરે ચશમ નહી તે છતી આંખે અંધાપો જ ધરાવે છે. અરેરે!

અફસોસ હોય કે બાગ હો ઔર ઉસમેં ન હો ફુલ,
અયસા ચમન હો સબ્જભી તો ઉસપે ખાક ધુલ.
અફસોસ હય કે ઝાડ હો ઔર ઉસમેં ન હો ફલ,
અયસા દરખ્ત ઉગતેહી કયું નહી ગયા હય જલ.
અફસોસ હય કે હશમતો દૌલત હય બેશુમાર,
લેકીન નહી હય વારેસ તો કબ્જો ઉસકા કરાર.
અફસોસ હય સીતમ હય તીરપે ગમ;
ફરજંદ કે નહી હોનેસે છુટતા હય મેરા દમ. (નકસે સુલયમા)

હે પારસી! પુત્ર તો શું, પણ આ તારો દેહ વટીક નાશવંત છે. માટે આ સંસારની, પુત્રની અને દેહ ઉપરની પ્રીતિ નકામી છે; આ જગત નાશવંત છે, એના ઉપર મોહ રાખવો એ મૂખતા છે. સ્ત્રી પુત્ર તારાં નહી, તારી સાથે આવવાનાં નથી, તે તો સર્વ નાશવંત છે, તેમાં લાલસા એ પણ ખોટી છે. ૩૦ વરસની ઉમરમાં ફરજંદ પેદા નહી પડવાથી ઘણી સ્ત્રીઓ નહી દર્દનું દર્દ પેદા કરે છે. ૪૦ વરસ થાય એટલે નિરાશ થઈ

નંખાઇ જાય છે, અને આભરી ગાભરી બનીને તરેહવાર દવાદારૂ કરી ગર્ભસ્થાનનું દર્દ આણે છે અને ૪૦ ઉપર વાત ગઈ, કે ઘણી નાઉમેદિમાં ઘરડી જેવી થઈ વહેલી મરણ પામે છે. ઈશ્વરની ઇચ્છાની સામે થઈ શા સારૂ એવાં દુ:ખ કરતાં હશે ?

**દારાશાઃ**—હે પરમ પવિત્ર ગુરૂ! ઈશ્વરની ઇચ્છા વિરૂદ્ધ થાય તો થાય, તો પણ મને કાંઈ કામણ આપ. મને કાંઈ વરદાન આપ. ગમે તેમ કરીને કાંઈ મને એવી સિદ્ધિ કે વશીકરણ આપ, કે હું નવી બાયડી કરૂં તે મારે લાયકની નીવડે અને એક પણ સપુત મારી માલ મીલકતનો વારસ આપે! "કોઈ હાથમાંનાં આયુધને ખુલ્લાં કરી મારો; સિંહ, સર્પ કે હાથીના મુખમાં નાંખો; કોઈ ગિરીવર મોટા પર્વત ઉપરથી ગબડાવી પાડો, અથવા બંધ કસીને મહા જળના સમુદ્રમાં બુડાડો, કે કોઈ માથા પર ઘણી વાર ભાર ધરી રાખો, અથવા લોઢાના સ્તંભ ધખધખાવીને બાળો," તોય હે સ્વામિ! હું તે દુ:ખોથી રડીશ નહી, પરન્તુ એક પુત્ર વગરનું દુ:ખ મને ઉપલાં દુ:ખો કરતાં પણ વધારે દુ:ખી કરે છે. પુત્ર વિના મારૂં ઘર સૂનું છે. બધું મારે સુખમય છે, પરંતુ એક વિના સર્વ દુ:ખમય છે. કવિએ કહ્યું છે કે,

"પુરી અયોધ્યા રામ બીના, ગોકુલ મથુરા કાહના બીના,
રાત સુની ચંદ્ર બીના; દીન સુના સૂર્ય બીના. પુરી૦
દીપક બીના મંદીર હી સુના, પૃથ્વી સુની ભૂપ બીના,
મોતી સુના છીપ બીના, હીરાં અપની ખાંન બીના. પુરી૦
ત્રીયા સુની પુત્ર બીના, ઓર કમાન સુની બાંન બીના,
ખેર સુપારી અગર એક, કથ્થા ચુના પાન બીના. પુરી૦

તીરથ બીન પગ સુના, કર સુને હય દાન બીના,
સાગર સુના નીર બીના, ખેતર સુના ધાન બીના પુરી•
લુકમા સુના ધનવંતર બીના, દરદ મરજ પૈછાન બીના,
બીના તારકા સતાર સુના, ગુની સુના ગાન બીના. પુરી•

**સાધુઃ**—"જાઓ, તમે પછવાડે જ પડયા છો, તો સસલાનું શિંગડું લઈ આવો, તેના વચલા ગર્ભથી હું તમને એવું વશીકરણ ધુપ બનાવી આપીશ કે જેને એ કરો તે તમારી આંખે જ જોશે અને તમને અનુકુળ બાયડી પ્રાપ્ત થશે. હે ભાઇ. તમારા જન્મારાનું દુઃખ હવે ગયું સમજજો. પણ તમે સારી પેઠે તપાસ કરીને વંધ્યાપુત્રના માથાના કેશ લઈ આવો, તેનો હું એક દોરો કરી આપીશ, તે તમારી નવી સ્ત્રીની કમરે બાંધજો, એટલે તત્કાળ તેને ગર્ભ રહેશે. પણ જોજો, વાંઝણીના કોઈ સત્પુત્રના કેશ લાવજો, કારણ કે તમારે પણ તેવો સત્પુત્ર જ જોઇએ છે !" (ચં કા.).

**દારાશાઃ**—હા ગુરૂ હા, તેમ પણ હું કરીશ. આમ કહી ઉઠયો, અને ગાંડા માણસની માફક બધે બધ રવડ્યો રખડ્યો પણ જ્યાં જ્યાં સસલાનું શિંગડું માગવા ગયો ત્યાં ત્યાં મૂર્ખ અને બેસમજના એલકાબો લઇને પાછો ફર્યો. જ્યાં જ્યાં વાંઝણીના પુત્રના માથાના બાલ શોધવા ગયો ત્યાં ત્યાં હશી મશ્કરી થવાથી પસ્તાવો કરી પાછો ફર્યો, અને જીવ સાથે બોલીને મુગો બેઠો, કે, અરે! નશીબ કદિ ફેરવી શકાતું નથી. ભાગ્યને વાયદો અપાતો નથી, મારી માફક કોઈપણ આવા પછાડા મારતું ના.



# દિલાસા પત્ર ૮૭ મો.



"Be still, sad heart, and cease repining;
Behind the clouds is the sun still shining;
Thy fate is the common fate of all,
Into each life some rain must fall,
Some days must be dark and dreary."

'હે શુદ્ધ બુદ્ધ ખોઇને બેબાકળી થઈ પડેલી માતા! શાંત પડ. ઝુરાપો જળાપો બંધ કર. કાળાં ભયાનક વાદળાંઓની પછવાડે સૂર્ય ભડભડાટ પ્રકાશે છે. જે બરગસ્ત દહાડો તું આજે જુએ છે તેવા જ દહાડા સર્વને જોવા પડે છે. દરેક જીંદગીમાં કાંઇક વરસાદ તો પડવાનો. દરેક જીવનમાં અંધકાર અને સુનકાર દિવસો તો આવવાના જ.'

અરેરે! એક માતા જેનો દીકરો પૈસે પૂર અને જેનું કુંકે ફાટતું હતું; લોકોમાં અને અમલદારોમાં જેનો પૂરો લાગવગ હતો; જેની ત્રણ અસરાફ બહેનો હતી; માતાને પોતાના ધણીના ચાલતા ચલણનું ઘણું મળેલું હતું, તેમ બહેનો પાસે દરદાગીના પુષ્કળ હતા; સર્વ ભાઈ બહેન અને માતાએ મળી ભાઈના નામની લોનો ને નોટો લઈ રાખી હતી, પણ દીકરાની વહુ બદચાલની હતી અને ધણીને એટલા જ કારણથી તજી બેઠી હતી, કે મા તથા બહેનોને ઘરમાંથી બહાર કાઢે તો હું તારે ત્યાંનું ધાન ખાવા આવું, નહી તો મારે તો છે જ એક ફતૈયો! બિચારાં સાસરીયાં હતાં અસરાફ એટલે રડી બળીને

રહેતાં. ધન હતું ત્યા રાંધ્યાં ધાન પણ કોઈ ખાતાં તે ખાતાં. એવામાં પેલે અસરાફ બેટો એકાએક સાજો તાજો મરી ગયો. આ દાવ સાધી પેલી દુષ્ટ ધણીયાણીના પાંચ પાંચ લફંગા પોશાગીર ભાઈઓ જુદે જુદે કામે વળગી ગયા. એક જઈને પોલીસને ખબર આપી આવ્યો કે ઝેર આપીને મા બહેને દીકરા ભાઇનુ ખૂન કર્યું છે. બીજાએ બેશુદ્ધ થઈ પડેલી માતાને ગમે એવી ભાંડ ભાષામાં મુડદા આગળ બેસી ગાળ ગલોચ કરવા માંડી. બાકીના ભાઇઓ કબાટ પેટીઓને અને ઓરડાઓને તાળાં મારી સીલો કરવા લાગ્યા અને મરનારની નિર્લજ સાળીઓ બાપડી ત્રણે રાંક બહેનોને અજીઠ વટાર નઠારી ગાળો દઈ સંતાપવા લાગી. પાડપડોસી કે મરનારના દોસ્ત આસનાવો પણ “ કોણ જંજાળમાં ને હાજી નાજીમાં પડે ? ” એમ કરીને ખસી ગયા. રોજ દહાડામાં દસ ધક્કા ખાનારા જાની દોસ્તો અખાડા કરી કોઈ નવસારી તો કોઈ સુરત એમ પલાયન કરી ગયા. મરનારનું રૂવાન તો ઠેકાણેનું ઠેકાણે, ને જુરીના લોકો આવ્યા. માતા જ્યાં સુધી બેભાન હતી ત્યાં સુધી તો ઠીક જ હતું, પણ આજ વખતે તે શુદ્ધિમાં આવી અને જુએ છે તો લફંગી વહુ મડદું પડેલા ધણીને તમાચા ને બબરચા મારી હજારો ગાળ દેતી જાય, અને નહી લખી શકાય એવાં આળો ભાઈ બહેનો ઉપર મુકતી જાય ! અફસોસ ! માતા તું કહેશે, કે દુઃખ કેમ ખમાય ? ધીરજ ધર. હોય. તેણે શું થયું ? હે માતા ! તું જાણ કે, ‘આ શરીર અનિત્ય છે, ને આયુષ્યનો ભરોસો નથી. આકાશમાં વિજળી ચમકી ક્ષણમાં નાશ પામે છે, તેવું જ આયુષ્ય છે. જગતમાં કોઈ ચિરંજીવ નથી ને કોઇ સ્થિર પણ નથી.”

**દુઃખી માતાઃ**—હું તો એમ સમજતી હતી, કે સાસુ ને વહુને કજીયો કેટલો? કે ખીચડીને કકડો આવે એટલો. પરંતુ આ ગજબ જોઇને તો મારા હાથ કાંપે છે, નેત્રોમાંથી નીર ઝરે છે, લાંબા નિઃશ્વાસ અને હૃદયમાં જ્વાળા બળે છે. જ્યાં આંસુના છાંટાના ડાઘ પડે છે, તે વસ્તુને પણ બાળી નાંખે એવો મારા શરીરમાં આતસ બળે છે, હાય હાય! "મારાં સર્વે અંગેઅંગ થડકે છે, ધ્રુજે છે, સઘળાં ચીરમાં આંખના કાજળના નિગાળા પડી ગયા છે અને નેત્રોથી આંસુરૂપી જળધારા પૃથ્વી ઉપર વરસે છે, એ ઉપરાંત જે લાંબા લાંબા નિસાસા ચાલે છે તે જાણે મોટો મણિધર મુખમાંથી જ્વાળા ફુંકારતો ના હોય તેમ થાય છે, ત્યારે હિમત તે શી રાખીએ?"

હે દુઃખી માતા! પહેલે પ્રથમ તો તમે તમારે માટે આ ભારે વિઘ્ન ને જંજાળ જેવું મનમાં ઉત્પન્ન કરતાં જ ના; અને છતાં જો આ મુશ્કેલી આવી જ પડી તો તેમાંથી સારૂં જ થશે; ઘણી મુશ્કેલે ઘણું આસાન થશે, હરકત ત્યાં જ બરકત થશે, ભુંડામાંથી ભલું જ થશે એવા વિશ્વાસથી આ મુશ્કેલીઓને જોવાની ટેવ પાડજો. આપણે પૈસા માગીએ છીએ, વાડી વજીફા માગીએ છીએ, પુત્રોને પુત્રી માગીએ છીએ, છુટાપણું ને રમત ગમત માગીએ, પણ એવા કેટલા મનુષ્યો તમે દીઠા છે, કે જેઓની માગણી "મને શાંતિ મળો" એવી હોય છે? શાંતિ જ જો તમને જોઇતી હોય તો તે પ્રાપ્ત કરવાના બે રસ્તા છે. પહેલો માર્ગ તમારા પોતાના જ હાથમાં છે. ખુશનુમા વિચારની જાળ બિછાવીને તું શાંતિ કેમ નહી મેળવે? પરીઓના મહેલો બનાવી તેમાં રહેવાના સુંદર ખ્યાલો તમે કોઇવાર કર્યા છે?

ફરેસ્તાઓની દરબારમાં તમારી પધરામણી થવાના મનોરંજક ખ્યાલોમાં તમે એકાદ કલાક કાઢી જોયો છે? ખુદાતાલાની આગળ તમને આમંત્રણ થવાથી તે દરઘાની મોજ ચાખવાના બનાવોને દુઃખના વખતે તમે કલ્પેલા છે? કરી જુઓ; તમારી સત્તામાં છે. સ્વામિજી રામતીર્થ કહે છે તેમ "તમારા બધા કલેશનું મૂળ એ અજ્ઞાન જ છે. જ્યાં સુધી તમે અજ્ઞાની છો ત્યાં સુધી તમે દુઃખી છો; અને વેદાન્ત કહે છે કે જો તમે આ અજ્ઞાનને દૂર કરો, સંપૂર્ણ જ્ઞાન મેળવો અને સત્ય આત્માને ઓળખો તો તમારા માટે કારાગૃહો સ્વર્ગરૂપ બની જશે. જીંદગી જીવવા જેવી લાગશે; ભ્રમણા અને ઉપાધિ કાંઈ જ તમને જણાશે નહી; અને તમે દિલગીર કે નિરાશ થઈ ગમગીન ચહેરો નહી રાખો. શું એ ઇચ્છવા જેવું નથી? વેદાન્ત કહે છે કે હે વિશ્વના લોકો! તમે જ સંસારને ખરેખરૂં નર્ક બનાવો છો. જ્ઞાન સંપાદન કરો, જ્ઞાન સંપાદન કરો." **સીસેરો** કહે છે તેમ, નિર્દોષ અને બેગુનાહ ડાહ્યા **સોક્રેટીસને** ગુનેહગાર ઠરાવવાવાળાઓની આગળ, મોતની સજા પામેલા એક શખ્સ લેખે તેને જોવામાં નહી આવ્યો હતો, પણ જાણે ઉંચામાં ઉંચા સ્વર્ગે તરફ જતા માણસ લેખે જોવામાં આવ્યો હતો.

**સેને**કા કહે છે કે, ભારેમાં ભારે આફત વેળાએ પણ તમે જો તમારી ફરજ હિંમતથી અને ખુલ્લા દિલથી બજાવો તો તમને શું લાભ થશે? લાભ એ જ, કે "ફરજ બજાવવાનો" લાભ. ફરજ બજાવવાનું કૃત્ય, એ કૃત્ય જ લાભરૂપ છે. કામ કરવાં તે કાંઈ સારો બદલો મેળવવાની વેપારી ગણત્રિથી કરવાનાં નથી, પણ સારાં કૃત્ય કરવાનાં તે આપણા પ્યારથી

કરવાનાં છે. કેમકે નેકીનો તો નેક બદલો છે જ, **પણ** આફત અને વિપત્તિ વેળાએ લોહીનો ગોટ ગળી, આવી **પડી** તેને ઉઠાવવાની ધૈર્યતા ભરેલી ફરજ બજાવવાનો બદલો **સ્વર્ગની** પ્રાપ્તિમાં જ ઈશ્વર વાળી આપે છે. ઈશ્વર ઉપર ભરોસો રાખો. ઈશ્વર પ્રાણી માત્રને ભુખ્યાં ઉઠાડે છે, પણ ભુખ્યાં સુવાડતો નથી. જેણે જન્મ્યા પૂર્વે માતાના સ્તનમાં દુધ મુકીને અજ્ઞાત બાળકનું રક્ષણ કરવાને ઘટના ઘડી છે તે પરમાત્મા તમારો પણ નિર્વાહ કરશે જ. હે માતા! જે કોઈ ધીરજનો જભ્ભો પહેરે છે, તે દુશ્મનોના મક્કરોથી નિર્ભય રહે છે. આપણા નસીબમાં હજુ પછી પણ શું શું લખાયું હશે તે આપણે શું જાણીએ?

ખુદા જાને કે કીસમતમેં હમારે કયા લીખા હોગા ?
જો જાહેર હય સો દેખેંગે વલે બાતનમેં કયા હોગા ' ખુદા•

ઘર એ જ સંસાર. સસાર એ જ ઘર. ઘર એ કેવળ કારાગૃહ રૂપ છે. જો ઘરનું વડું હામ ભીડનારૂં હોય છે, તો ઘરમાંના લોકોને માત્ર તેના એક હિંમતભર્યા શબ્દથી જ હિંમત આવી જાય છે. જો લશ્કરનો સરદાર, ભારે કટાકટી અને કસાકસીના ઘેરામાં ઘેરાઈ ગયલો હોવા છતાં એક હિંમતભર્યો સખુન ઉચ્ચારે તો તેટલાથી જ ફસી પડેલા લશ્કરમાં જોમ ને જોસ આવી જાય છે. કેટલીક વખત તો એક પુરૂષ પોતાના આસપાસનાઓ ઉપર એવો તો ચમત્કારિક કાબુ ધરાવે છે, કે ઘણાઓ તો એમ જ સમજે, કે તેના હાથમાં કાંઈ દૈવતાઈ શક્તિ હશે. એક મહા ભયના વખતે રોમના પોમ્પીએ કહ્યું કે, જો ઈટલીની ધરતી ઉપર હું ફક્ત મારો પગ ઠોકું તો ત્યાંથી તરત જ એક લશ્કર બહાર **નીકળી** આવશે! તેમ જ **પીટર ધી હરમીટને** માટે કહેવાય છે કે, **તેનો**

એકલાનો હિંમતવાન અવાજ સાંભળીને આખું યુરોપ ઉભું થયું અને એશિયા તરફ હુમલો લઈ ધસ્યું હતું! **ખલીફ ઓમર** માટે જાણીતી વાત છે, કે બીજા કોઇની તલવાર કરતાં એની નેતર જોઇને જ સૌ કોઈ ધ્રુજતું હતું! કેટલાકોના તો ફક્ત હિંમતવાન નામની જ અસર એટલી મોટી હોય છે, કે રણશિંગડાંનો અવાજ જેટલો લશ્કરને ઉશ્કેરે છે, તેના કરતાં તેના નામની અસર વિશેષ થાય છે. **ઓટરબર્નની** જાણીતી લડાઇ ફક્ત **ડગલાસના** નામથી જ જીતાઈ હતી. ઘણા કટાકટીના યુદ્ધમાં હિંમતવાન સરદાર ડગલાસ ઘાયલ થઈ પડ્યો, કે તરત તેણે હુકમ કર્યો કે, મારૂં નામ હવે વધુ જોસથી પોકારો. અને થયું પણ તેમ જ.

" The Doughla's dead, his name hath won the field. "

**સર** વોલ્ટર સ્કોટ કહે છે તેમ ડગલાસ તો મરી ગયો ને ફક્ત તેના નામે લડાઈ જીતાડી આપી. **મીચલેટ** નામનો તવારીખનવેશ કહે છે કે, **સીઝરના** મરણ પછી પણ તેના મુએલા શરીરે ચમત્કારિક અસર અને ત્રાસ વરતાવ્યાં હતાં! **વિલીયમ** આફ **ઑરેન્જ** જેસુટસના હાથે કપાઈ ગયો ત્યાર પછી જ તેના નામનો કાબુ તેની પ્રજા ઉપર ભારે વધી ગયો; અને દરેક સિપાઇએ તે જ દિવસે તેના નામથી સોગંદ લીધા કે ગમે એટલી દોલત કે લોહીના ભોગે પણ હોલૅંડનો બચાવ કરવો. ઇરાનના સરદાર ફ્રેરામરોજનું મડદું કેટલા વખત સુધી જમીન ઉપર પડેલું છતાં, તેના માથા ઉપરની ટોપીનાં પીછાં માત્ર ઉડત જોઇને પણ સામેવાળા દુશ્મનોએ આગળ આવવાની હિંમત કર્ન હોતી! આવા દાખલા દરેક કુટુંબની અને દરેક દેશની તવા

રીખમાં નોંધાયલા છે; જે ઉપરથી જણાઈ આવશે કે, ફકત એક જ હિંમતવાન માણસ પોતાના ખાનદાનનો, પોતાના ઘરનો, તથા પોતાના દેશનો અને દેશબંધુઓનો સદા કાળ જીવતો અને જાગતો યાદગીરીના સ્તંભ તરીકે ઉભો રહે છે.

“ હે માતા ! આ સર્વે ઈશ્વરનો જ ખેલ છે. તેની ઇચ્છા વગર કંઈ પણ થતું નથી. એક પાંદડું પણ હાલી શકતું નથી. જન્મવું, દુઃખી થવું અને મૃત્યુ પામવું, એ સર્વમાં નિમિત્ત અને બહાના રૂપી કારણો છે. માટે જીવે આવી પડેલાં વિઘ્નોમાં છાતીફાટ હાય હાય ત્યજી, સર્વ વાસનાનો ત્યાગ કરવો જોઇએ. આ જગત્‌માં માત્ર પરવરદેગાર ઉપર જ ભરૂસો રાખી તેમાં જ આનંદ ભોગવનારો જીવ નિર્ભય છે, બીજો નહી. અરે! તારા પુત્રના પેલા મતલબીયા દોસ્તો કયાં ગયા ? હે માતા ! તારે ત્યાંની રોજની રકાબીઓ ચાટનારી પાડપડોશણો હમણાં જ કયાં ભરાઈ બેઠી ? પેલા વગવસીલાવાળા અમલદાર મિત્રો આજે કયાં ગુમ થઈ ગયા ?

“સબ મતલબકે યાર, જગતમેં સબ મતલબકે યાર,
માત પિતા ભ્રાતા ભગિની, સુતા ઔર નિજ નાર.—જગત૦
સ્વજન કુટુંબી મિત્ર પ્રાણ પ્રિય, દાસ દાસી પરિવાર,
રાજા પ્રજા ગરીબ તવંગર, પંડિત ઔર ગમાર. —જગત૦
જોગી ભોગી અરૂ બેરાગી, ચોર અરૂ સાહુકાર,
પતિવ્રતા અરૂ કુલટા નારી, વર્ણાશ્રમ શુભ ચાર.—જગત૦
પશુ પંખી જલ જંતુ કીટ મૃગ, જીવો યોનિ અપાર;
સ્વારથ બીના કોઈ પાસ ન આવે, કરે કછુ ન ઉપકાર.—જગત૦
નિઃસ્વાર્થ કોઈ હરિકે પ્યારે, જીનકો હૃદય ઉદાર;
જીનકો પર ઉપકાર સદા પ્રિય, તિનપર મેં બલીહાર.—જગત૦”

હે દુઃખી માતા! આવાં મતલબીઆં સગાં વહાલાં કરતાં તો ઝાડપાન ને પથરા પાષાણ સારાં, કે તેઓ આપણી ચઢતીના વખતમાં કાંઈ ખાવા માગતાં નથી અને પડતીના વખતમાં જરાએ કામ આવે છે. એક ઉત્તમ લેખક કહે છે તેમ "એ સર્વ જડ જેવાં છે, તોપણ આપણા કરતાં ઘણાં સારાં; કેમકે નહી કરવા જેવો મરણનો મિથ્યા શોક તેમને નથી. પરંતુ તે બધાંની ગતિ જ્યારે એ જ છે, ત્યારે તમારી ગતિ શું તમારા દીકરા કરતાં જુદી છે? એ મુઓ તેમ તમારે પણ શું મરવું નથી? તમે પણ એ જ માર્ગમાં છો; અને કોણ જાણે કીયે અણધાર્યે સમયે તમને તે નિયંતાનું તેડું આવશે તે જાણતા નથી. તો પછી તમારે તમારી ચિંતા કરવી કે તે ગયા તેની? નિયમમાં રહેતી નદીના તટ ઉપર એક જાતનાં બે વૃક્ષો ઝુકી રહ્યાં છે. એટલામાં નદીમાં પૂર આવ્યું; તેના ઘસારાથી તટની ભેખડ ઘસીને પાણીમાં પડી. તે સાથે પેલાંમાંનું એક ઝાડ પણ કડડડ ભૂસ કરતું તુટી પાણીમાં તણાવા લાગ્યું. કહો હવે પેલા એકલા રહેલા વૃક્ષની શી દશા? તેને પોતાના સાથી માટે કેટલો બધો શોક થવો જોઈએ? તેઓ એક જ વૃક્ષના બીજમાંથી ઉત્પન્ન થયેલાં, એક જ સ્થળે ઉછરી ઘણા દિવસ સાથે જ રહેલાં અને એકમેકથી કિંચિત્ પણ વિખુટાં પડેલાં નહી, તો હવે એક બીજાથી જુદાં પડીને કેમ રહેવાશે? પણ પેલું પૂર ચડતું આવતું હતું, તેના ઘસારાથી બીજી ભેખડ પડી! અને એ બાકી રહેલાં વૃક્ષને પણ ઘસડીને ચાલતું થયું. કહો એમાં કોણે કોનો શોક કરવો? માટે હે માતાજી! **जातस्य हि ध्रुवो मृत्यु र्ध्रुवंजन्म मृतस्य च!** જન્મેલાંને અવશ્ય

મૃત્યુ છે, અને મુવેલાંને અવશ્ય પુનર્જન્મ છે જ. તો પછી તેમાં શોક શો? સર્વદા પોતાના દેહના અભિમાન વગર રહેનારા જીવને પ્રિય અપ્રિય, સુખ દુઃખ શોક મોહ થતાં જ નથી. સ્થૂળ દેહ વિષે અભિમાન માનનારાને જ શુભાશુભ વગેરે છે." થવાનું હતું તે ભલે ગમે તેમ થયું હો, તેની ચિંતા ત્યજી, આપ સુખેથી જ્યાં અને જેમ ખુદા રાખે તેમ રહો. તમારી દુષ્ટ વહુએ નાચાર ને ખુવાર કર્યા. ફજેતી કરાવી અને વળી હવે પછી શું શું નિપજા-વશે તે તો સાહેબ જાણે. તોએ ધીરજ ના હારતાં. દુષ્ટ સ્ત્રીઓ પોતાના પતિઓને જળોદરના રોગવાળા, કોડીઆ, વૃદ્ધ, નપુંસક, જડ, આંધળા અને બહેરા કરી નાંખે છે. દુષ્ટ સ્ત્રી સાસરાં કે મહિયરનાં સર્વને માઉ માઉ બોલાવી કાયર કરે છે. હાલ તો બારીક પ્રસંગ વીતાવવા સારૂ તમે બહુ જ નમ્રતા, જીભ ઉપર બહુ જ કાબુ અને એક ગાલ ઉપર તમાચો મારે તો બીજો ગાલ આગળ કરવા જેવી સહનશીલતા રાખશો, તો એક ક્રૂર વહુને અને ગમે એવી કઠણ છાતીના તેના ભાઈઓને તમારી દયા આવ્યા વિના રહેશે નહી. હમણાં ટેક રાખવાનો, કે વેર લેવાનો વખત નથી. પ્રવીણ સાગરમાં જેવી વહુની મનાઈ કરવામાં આવી છે તેવી જ વહુ તમે પસંદ કરી લાવ્યા છો. કહ્યું છે કે "મહા વિકાળ અને ખરાબ જેનો વેષ છે, પીળાશ પડતાં વાળ છે, આંખો પણ પીળચટી છે, અંગ ખંજોળ્યાં કરે છે, અતિ વિસ્તાર વાળી, પ્રચંડ, તથા કૃશ અંગવાળી છે; હોઠ, દાંત અને જીભ એ કાળાં છે; જાડી અને પહોળી જેની ખાંધો છે, દારૂના જેવી જેના શરીરની દુર્વાસના છે, ઘણી ક્ષુધા–ભુખવાળી છે, અતિ બોલનારી છે, સુપડાંની આકૃતિ જેવા કાન છે, પહોળું અને

નાનું નાક છે, ચિત્ત તથા ચાલ ચપળ છે, બેડોળ જેનું શરીર છે, હાથની આંગળીઓ તથા જીભ જેની કઠોર છે, જે નિરંતર રોષવાળી, રોષ કરતાં ડરતી કે ડગતી નથી, ચિત્ત જેનું સદા ભમતું છે, જેના ઉંચા ગાલ છે, અતિ ઉંઘ, શરીરમાં કોઈ પ્રકારનું છિદ્ર, તથા ક્રોધને લીધે કાંપતા જેના હોઠ છે, જેના મનમાં જરાયે જંપ નથી, તેમ જ કઠોર વાળ છે, ખડખડાટ હસનારી, જેના પગના અંગુઠાની બરાબર તર્જની આંગળી વધેલી છે, તર્જની ને વચલી પણ વધેલી છે, ને જેની અનામિકા જમીનને લાગતી નથી, જેની ભ્રમર જાડી અને પહોળી છે, જેના ગાલ પર ખાડા જાય છે, વૃદ્ધ ઉમરમાં જે નાની દેખાય એવું કઠોરીયું અને રોગીષ્ઠ જેનું શરીર છે, શરીરના અવયવો જેના નાના મોટા છે, નઠોર સ્વભાવ છે તથા શરીરનો રંગ જેનો ખરાબ છે, તેમ જેને શરમ કે લાજ ઓછી છે, એ લક્ષણવાળી કન્યાને હીણ માનવી." આવી બેબીયલ અને હીણ વહુ લાવ્યાથી જ તમને મહા દુઃખ થયું છે.

આવી વહુ સાસરાંને સંતાપે નહી તો શું કરે? આવી વહુ ભારેમાં ભારે આફત નહી લાવે તો બીજું શું કરે? જે ઓરતમાં ધૈર્ય, સહનશીલપણું અને નમ્રતા ન હોય તે ઓરત શું ન કરે? નમ્રતા એ તો સ્ત્રીનો મુખ્ય ધર્મ છે. "નમ્રતાવાળી સ્ત્રી જગત્ જીતે" એ કહેવત ખોટી નથી. એક ઘરડી ઓરત એક દિવસ રસ્તે હાથમાં એક કાચનું વાસણ લેઈને પોતાના માર્ગસર જતી હતી. તેવામાં એક મોજીલો સેલર (ખલાસી) જરા દારૂ પીધાથી મસ્તીખોર થયલો હતો તેણે જોરમાં આવીને એક હાથના ઝપેટાથી પેલીના હાથમાંનું વાસણ તોડી પાડ્યું.

પછી તે ઓરત શું શું ગાળગલોચી દે છે તે સાંભળવાને માટે ઉભો રહ્યો. પણ પેલી ભલી ઓરતે મુગી મુગી ભાગી ગયલા વાસણના કટકા ઉંચકી લઇ કાંઈ પણ ગુસ્સો કર્યા વિના તેની તરફ દિલગીરી, માયા અને રહેમ નજર કરીને કહ્યું કે, "મારા છોકરા ! જેમ હું તને માફ કરૂં છું તેમ ખોદા તને માફ કરે." બિચારો સેલર અજાયબ થઇ ગયો. તેના દિલમાં આ શબ્દો સાંભળીને લાગી આવ્યું. તેને શરમ પહોંચી અને પસ્તાવો કરવા લાગ્યો. તેની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં અને તેણે વિચાર્યું કે પાછી નુકસાની ભરી આપવી જોઈએ. પોતે દિલોજાનીથી પોતાની ભુલ કબુલ કરી અને પોતાના ગજવામાંથી પૈસા કાઢીને તે ઓરતને જોરથી આપ્યા અને બોલ્યો, "મારી મા, ખોદા તારૂં ભલું કરે, હવે ફરીથી એવું હું કદિ નહી કરીશ." રહેમભરેલા શબ્દોથી કેવો ફાયદો થયો ! તારી કમબખ્ત વહુ અને તેના મુજી ભાઇઓનાં આ લોકમાં તો પાપ ઉઘાડાં નહી પડે, પણ પરલોકમાં તેનાં ફળ તેમને જરૂર ભોગવવાં પડશે. જો કે સકળ લોકોએ જેમનો અન્યાય દીઠો છે એવાં તેઓ પાપી છે, તથાપિ આ લોકમાં તે દુષ્ટો દંડ આપીને રાજ શાસનથી બચી જશે, અથવા ઉઘાડાં પાપ જે તેમણે કર્યાં છે તેનું શાસન તેમને રાજા કરશે, માટે તે પાપથી તો તેઓ દંડ આપીને પણ ઉગરશે; પરંતુ જે પાપ તેમણે એકાંતમાં કર્યાં છે તેનું શાસન તેમને રાજા કરતો નથી. એ છાના પાપનું શાસન તેમણે યમપુરીમાં યમરાજને હાથ ભોગવવું જ પડશે. તેઓએ એકાંત નવત્રું જોઈ તેમાં પેશીને અધમ કર્મ સાધ્યું છે, તો તેઓ પાપવાળી બુદ્ધિવાળાં અને અપરાધી તો છે જ. તો તેમની યમપુરીમાં શી વલે થશે ?

હે માતા! જે સિપાઇ સપડા તમારે બારણે હાથ ઓળતા હતા, તેઓ જ આજે તમને ઠોંસા મારવા લાગ્યા છે. ખેર. સબર માંગો. કવિ કહે છે તેમ દુનિયાં મતલબી તથા પૈસાની છે.

" દુનિયા મતલબકી ગરજી, અબ મોહે જાન પડી.—દુનિયા•
જબલગ બૈલ ફીરે થાનીમેં, તબલગ પ્રીત કરી,
થકા બૈલકો પુછત નાહી, ફીરતા ગલીયો ગલી.—દુનિયા•
હરા વૃક્ષપે પંછી આય બેઠે, રટત નામ હરી,
ખીર ગએ પતે ઉડ ગએ પંછી, જગતકી રીત ખરી.—દુનિયા•

**સાખી.**

ગરજ બીન કોઈ નહી જાગે,
પહેલે પહોરે સબ કોઈ જાગે, બીજે પહોરે ભોગી,
ત્રીજે પહોરે તસ્કર જાગે, ચોથે પહોરે જોગી.—દુનિયા•

**શએર.**

પૈસા હોતો મરનેકે બાદ આબરૂ મિલે,
રો રો કે ખેશ ભાઈ જનાઝેકો લે ચલે,
મુલ્લાં કફનકી દોડકે તૈયારીયાં કરે,
પૈસા ન હોતો ફાતીહા ભી કોઈ ના પઢે.—દુનિયા૦

સરકારના સિપાઈ ને જમના દૂતને દયા કયાંથી? ભારેમાં ભારે સંકટમાંથી બચાવનાર તો એકલો પરમેશ્વર છે. તે તારા ઉપર એ જ ગેબી દયા લાવશે. સંકટમાં સપડાયલાં હરણો કહે છે,

" અરજી સુણજો હો કિરતાર. ૧
હરણો હરણી ચરવા નીકળ્યાં, બચ્ચાં લઈ ને ચાર;
અવઘડ વનમાં ફસી પડ્યાં કે, લુબ્ધકની પડી ધાર. ૨
એક દિશાએ શ્વાનો ઘેરે, બીજીએ નાંખી જાર;

ત્રીજીએ બંદુક લઈ પારધી, ચોથી બાવળ વાડ. ૩
કહે હરણો મજ વ્હાલાં ભેટો, હવે રહ્યો નહી આરઃ
પ્રાણતણી તો આશા તજીને, સહુ રોયાં નવ ધાર. ૪
હરણી બોલી સુણો મુજ પતિ, નર છો તમ હું નારઃ
તમ બચ્ચાં કદી કુદો વાર, પણ ગર્ભ તણો મુજ ભાર. ૫
અમ સરવેનો આશ્રય તમ પર, છો મુજ જીવનહારઃ
નર થઇને શીદ નારી પેરે, ખોવો હીમત યાર." ૬

માતા? તારી વહુએ જીવતે તો તારા દીકરાને હિણ્યો, પણ મરતાંએ હણે છે. અરે તેનો બદલો તો એ નાપાક રાંડને એવો વાળી આપશે, એની ઉપર પણ એવા તો દુઃખના જેરબનના ફટકા પડશે, કે તને જ તેના ઉપર દયા છુટશે. કૃતઘ્નતા એ સર્વ દોષનો રાજા છે. કેમકે જે પોતાનું સારૂં કરનારાંને દુઃખ દે છે, તે પુરૂષ કે સ્ત્રી બીજાં લોકોને દુઃખ દેવાને આઘું પાછું કેમ જોશે? માટે જે કૃતઘ્ન થયું તેના દુષ્ટપણાંનો અવધિ થયો. ગાડાંથી પાંચ હાથ, ઘોડાથી દશ હાથ, હાથીથી હજાર હાથ દૂર રહેવું; પરંતુ એવાં દુર્જનથી તો દેશનો પણ ત્યાગ કરીને દૂર ખસતા રહેવું.

માતા! તારા મરનાર દીકરાને ઉંચકી લેવામાં પણ તે માલેકે તારૂં હજીએ કાંઈ સારૂ જ ચિત્યું હશે. "મરનાર ભલો શખ્સ જો વધુ વખત જીવત તો કદાચ કોઈ આડે માર્ગે ઉતરત, કોઈ બદનામીમાં આવત, કોઈ મુશ્કેલીમાં આવત, માટે ખોદાતાલા જે તેની ઉપર મહેરબાન હતો તેણે તે મુશ્કેલીમાંથી છોડવવા, તેની કીર્તિને ઝાંખ નહી લગાડવા તેને તેડી લીધો કેમ ન હોય?" અરેરે!

"જુદા કીસીસે કીસીકા કોઈ હબીબ ન હો,
યેહ દાગ વોહ હયે કે દુશ્મનકુભી નસીબ ન હો —જુદા૦
જુદા જો હમકુ કરે ઉસ યારકે કુચેસે,
ઇલાહી રાહમેં એસા કોઈ રકીબ ન હો.—જુદા૦
ઇલાજ કેયા કરે હુકમા તપે જુદાઈકા,
સેવાએ વસ્લકે ઉસકા કોઈ તબીબ ન હો."—જુદા૦

દરેક માણસને તમારી માફક જ મહા વિઘ્નમાં એમ જ લાગે છે કે, "હું કોણ? મારો દેશ કયાં? મારી સ્ત્રી કયાં? મારૂં કુટુંબ કયાં? રે, હું કયાં હતો! કેવી સ્થિતિમાં હતો? શું કરતો હતો? અત્યારે કયાં છું? અહો! જેઓ મારાં હતાં, તેઓમાંનું કોઈ અત્યારે મારા દુઃખમાં ભાગ લેનાર નથી. પોતાનો સંગી પોતે જ છે. અહા! જેમને મેં અંતઃકરણથી મારા પરમ દૈવત રૂપ ગુરૂ માન્યા, કે જે દૈવત સંસાર રૂપ અપાર સંકટોના સાગરમાંથી ખેંચી કાઢનાર ગણાય છે, તે પણ મારા સંગી ન જ થયા. અહો! આ મહા સંકટમાંથી હવે હું કોની સહાયતાથી તરીશ? મારૂં અખુટ દ્રવ્ય આ વેળાએ શા કામનું? જેની સહાયતાથી હું શતાવધિ મનુષ્યો પાસે મારી સેવા કરાવતો ને રાજાઓથી પણ ન બને તેવાં મોટાં કાર્યો કરી શકતો, તે ધન પણ શું તેના સમગ્ર બળથી પણ મને અત્યારે આ સંકટમાંથી મુક્ત કરી શકે તેમ છે? નહી." હે માતા! આ સવાલો હાલના ભયાનક આવી પડેલા વખતમાં તું તારા જીવને પુછતી હશે જ. તારી વહુના લોભીયા ભાઇઓને સંતોષી દે. તારી મગરૂર વહુને નમી પડ. આ તુંડ સિપાઈઓનો હુકમ ઉઠાવવા પણ તૈયાર થઈ જા ને જુરી ભરવા દે. ન્યાયિ

અમલદારોને હવે તારો ન્યાય કરવા દે. જે વીતવાનું હશે તે વીતશે. કહ્યું છે, કે લોભી ધનથી, અહંકારીને હાથ જોડવાથી, મૂર્ખને તેની મરજી પ્રમાણે વર્તવાથી અને પંડિતને યથાર્થ રીતે વર્તીને વશ કરવાથી તમને બીજાં મહા દુઃખ ઉત્પન્ન થશે નહી.

"જાત બીના નહી ભાત પરે, તુમ સુનના ચાતુરે;
નીચ ઉચ દરમ્યાન તફાવત, બડાજી હય ફેરે,
કાળી ઉનકી કાંમળ લેકર, રંગમેં ડબોઇ;
હજાર હીકમત કરોજી ઉસ પર, રંગ ચહરે નાંહી.
ખાસા રેસમી કપરા ઉસ પર, રંગ ચહરે સવાઇ,
ફાટ ફુટ કર ટુકડે હો જાવે, રંગ ઓ કા ઓઇ.
અસીલ સે નહી ખતા ઉસે, ને લાંના ખાતરે,
નીચ ઉંચ દરમ્યાન તફાવત, બડાજી હય ફેરે."

---

# દિલાસા પત્ર ૮૮ મો.

"The world o'erlooks him in her busy search
Of objects more illustrious in her view;
And occupied as earnestly as she,
Though more sublimely, he o'erlooks the world.
She scorns his pleasures, for she knows them not;
He seeks not hers, for he has proved them vain."

'જગત્, તેને પોતાને વધારે પ્રખ્યાત લાગતી વસ્તુઓની

લી જ આતુરતાથી પરંતુ વધારે ઉત્કૃષ્ટ રીતે રોકાયલો હોવાથી જગત્‌ની ઉપેક્ષા કરે છે. જગત્ તેના આનંદોને તે જાણતી નથી તેથી તુચ્છકારે છે અને તેણે તેમને નિરર્થક સાબિત કર્યા છે તેથી જગતના આનંદોને તે શોધતો નથી.'

તું જો બહેન! નાના કાચા કુમારા દીકરાના મોત ઉપર ધાડ આવી, ને બીજો ૩ વરસનો બુચો ગુલ થયો, હવે અમથી કાંય આંખ પાણી કર્યા કરે છે ને નાનાં ગરીબડાં બચ્ચાંઓને હેબતાવ્યા કરે છે! ઉ ઢીલી ઢચ થઈ ભાજીનું પાણી થઈ જાય છે તેનું જોઈને બાપડાં કુલ બાળકો કરમાઈ જઈ ફિક્કાં મારી જાય છે. તું હસે છે તો તેઓ હસે છે. તું બળે છે તો તેઓ બળે છે. એ તો સ્વાભાવિક છે, કે ઘરમાંનાં બૈરાં જો રૂવાંનની આગળ બેસીને રૂદન કરતાં નથી, તો બહાર બેઠેલા પુરૂષો પણ રડતા નથી. ઘરમાં બૈરાં કકળાટ કરે તો બહાર બેઠેલા મરદો પણ રડી ઉઠે. ઘરમાં જેમ જેમ લગ્નનાં ગીત ભારે ઉત્સાહથી ગવાતાં જાય, તેમ તેમ ઘરના પુરૂષને ૪ ને બદલે ૮ ખરચીને ધામધુમનો ખર્ચ કરવાની ઉલટ થાય છે. ટુંકમાં બૈરાંની ખુશાલીમાં મરદોની ખુશાલી અને બૈરાંની ગમગીનીમાં મરદોની ગમગીની સમાયલી છે. અજમાવી જુઓ. કેથે પણ અજમાવી જુઓ. બહેન! એ તો જેવો જીવ કરીએ તેવો થાય. હા. મોટાંના કરતાં નાનાં બચ્ચાંનું ઘણું લાગે.

મારી વહાલી બહેન! સંસારમાં સુખ મેળવવા તું જન્મી છે, તો હાથે કરીને નાનાં દુઃખને મોટું ન કર્યા કર, તારે ત્યાં એ શિવાય શાની કમી છે? એવું કાંઈ નથી, કે આબાદી સાથે સુખ હોવું જ જોઈએ. ઘણાં માણસો આબાદ હાલતમાં હોય

છે, જે ચાહે તે તેઓને મળી શકે એવી તેઓની ઠીક હાલત છતાં તેઓ કંગાલ અને દુઃખી માલમ પડ્યાં છે. કુદરત પોતાનાં પ્યારાં પુષ્ટ બાળકને પૈસો, બળ, માન અકરામ, લાંબી જીંદગી એ સૌ આપવા માગે તો આપી શકે, પણ તેને સુખ આપી શકતી નથી. સુખ તો તે બાળકે પોતે જ મેળવી લેવું જોઈએ. આ દુન્યવિ ખાકી જીંદગીની ફતેહ તો વિપત્તિઓ અને ચિંતાથી ભરપુર છે. જો એક આદમીમાં સુખનાં તત્વો નહીં હોય, તો જગતની ભાતભાતની રળિઆમણી રચનાની મજા અને ગમત તેને બીલકુલ પડવાની નથી. આપણા વિચારોને કાબુમાં રાખી તેને સીધે રસ્તે દોરવવાની આપણી શક્તિ ઉપર સુખનો આધાર છે. જે દુઃખકર હોય તેને વિસરી જવાથી અને ખુશનુમા ખ્યાલો યાદ કર્યાથી દુઃખ દૂર થઈ શકે છે. એક આદમીને આ દુનિયા સુસ્ત, વેરાન, અને પોકળ લાગશે. બીજાને એ જ દુનિયા ભરપુર, મનોરંજક અને માલદાર જણાશે. તમે સીતાર કે દિલરૂબા ઉપર જેમ પ્રૅક્ટીસ કર્યા કરો છો તેવી જ પ્રૅક્ટીસ ( અભ્યાસ ) સુખના સીતાર ઉપર કરવી જોઈએ. સૂર્યના ઉદયથી જેમ અંધારૂં નાશ પામે છે, જેમ ઘોડાઓને અગ્નિના દાહથી થયેલો રોગ વાંદરાઓની ચરબીથી મટે છે, જેમ જુલાબ લીધાથી પેટમાંનો મળ હેઠો પડે છે, તેમ જ સબુરી રાખવાથી જ મોતનો ઘા નરમ પડે છે. એનો બીજો ઈલાજ નથી.

ભાઈ! ભાઈ! હજી તો હું સમુદ્રના જેવા છેડા વિનાના એક દુઃખને પાર પામી નથી એટલામાં વળી મને બીજું દુઃખ આવી પડ્યું છે. કહેવત છે કે, દુઃખોમાં ઘણાં દુઃખો

આવી પડે છે, તેમ જ મને થયું છે, ત્યારે હું રડું નહી તો શું કરૂં? મોંએ બોલવાને તો ઘણી વાત સહેલી છે, પણ તે કરવા માંડીએ ત્યારે ખબર પડે કે કરવી ઘણી કઠણ છે. જે પુરૂષ એકાદી યુક્તિ કહેવાને આગળ થાય છે તે સમજાવીને દેખાડયા વિના અને અમલમાં મુકયા વિના પડેલા ઘાને રૂઝ આવવાની નહી ભાઈ. અરે, વહાલી બહેન! ચાંદું ચુંથ્યા જ કર્યાથી નવું ચાંદુ પડે ત્યાં સુધી તે લીલું ને લીલું જ રહેવાનું. માટે બીજાં દુખીયારાંઓનું દુઃખ જોઈ તારા મનને શાંત પાડ. જેમ તારાં બચ્ચાંઓ ઉંચકાઇ ગયાં, તેમ મારાં બચ્ચાંઓ પણ મેં ખોયાં જ છે. આપણે શું આપણાં માબાપ ખોયાં નથી? આપણાં માબાપે શું પોતાનાં માબાપ ખોયાં નથી? એ તો દુનિયાંનો શિરસ્તો જ છે, તેમાં તું ને હું કરવાના શું?

માલી આવત દેખકે, કલીયાં કરી પુકાર.
ફુલ ફુલ તુમ ચુંન લીયા, કાલ હમારી બાર.
ચક્કી ફિરતી દેખકે, દીઆ કબીરા રોય;
દો પુડ બીચ આયકે, સાબેત રહા ન કોય.

યાને કે, બાગમાં માળીને આવતો જોઈને ઝાડની કળિઓ પોકાર કરવા લાગી કે, ઓ માળી, આજે તો તું ખીલેલાં ફુલોને તોડી લઈ જાય છે, પણ એ જ માફક આવતી કાલે વળી અમારી વારી આવવાની. આ પ્રમાણે આ કાળના ચક્રને હમેશાં ફરતું જોઈને કબીરજી રોવા લાગ્યા, કે જેમ ઘંટીના બે પડની વચ્ચે અનાજના જે દાણા આવે છે તેમાંનો કોઇએ દાણો આખો ને આખો સાબેત રહેવા પામતો નથી તે જ પ્રમાણે આ કાળના સપાટામાંથી કોઈએ સલામત બચી જવા પામતું નથી: (કબીર

વાણી). એ બ્હેન! આપણાં વહાલાં મરણ પામે તેનો શોક આપણે ક્યાં સુધી રાખી શકીયે? ભુખ, તરસ અને ઉંઘ જેટલાં તે વહાલાંઓ કદિએ વહાલાં હોતાં નથી એમ ખાત્રી રાખ. મને જાતિ અનુભવ છે, કે એક ગમ સમીસાંજથી બાપને ઘરટળો ચાલી રહ્યો હોય છે, દોડાદોડી પુષ્કળ ચાલી રહી હોય છે, આખા ઘરના મુરબ્બી વગર, છાપરાંમાંનું સર્વે શુન-કાર થઈ પડવાની ઘડી ચાલે છે, તેવા સમયમાં અર્ધી રાતે ઉંઘ આવી તે સહવાર સુધી હેબતાયલો દીકરો ઉંઘાયા જ કર્યો છે. આવા મેં બહુ દાખલા નજરો નજર દીઠા છે, કેં બાપ છેવટની ઉંઘનાં ડચકલાં ખાઈ ઘુરે છે, તેની પાસેની જ પથારીમાં તેનાં થોડી વારમાં નબાપાં અને છત્ર વગરનાં થઇ પડનારાં દીકરાંઓ ઘુરૂરર-ઘુરૂરર કરીને ઉંઘ કાઢે છે. અરે! મરતી માવતરના ખાટલા આગળ સેવા ચાકરી કરતાં માત્ર એક જ વેર ભૂખ્યાં તરસ્યાં રહેલાં દીકરા દીકરીઓને બીજી વેર પેટ ભરીને ખાધા વગર અને મીઠું જ પાણી પીધા વિના ચાલતું નથી. માટે એક બે કે ઘણું તો ત્રણ દહાડા તને લાગશે ખરૂં, પણ જીંદગી ટુંકી ને વેશ તો આવા આવા ઘણા છે, ત્યારે શોક ને ગમ તે માણસ ક્યાં વેર ચાલુ રાખે વારૂ?

બહેન! જો તમે તમારો ને તમારો જ વિચાર કર્યા કરશો, તો તમને સાધારણ નાખુશી અને દિલગીરીમાં જ જોશો. જો તમે બીજાંઓનો જ વિચાર કર્યા કરશો, તો તમે ખુશી ખુશાલીમાં જ તમને જોશો. આનંદી સ્વભાવ એક જાતનું ટૉનીક છે. જેમ તડકો પડવાથી પુલો અને ફળો ખીલી નીકળે

છે, તેમ ખુશાલ સ્વભાવથી ભલાઈનાં બીજો ખીલી નીકળે છે. કથા છે, કે જ્યાં જ્યાં મેઘધનુષ્ય યાને વરસાદની કમાન જમીનને લાગે છે ત્યાં ત્યાં સોનાનું પ્યાલું જડી આવે છે. તેમ જો કોઇ મંડળમાં ખુશનુમા સ્વભાવનો આનંદી પુરૂષ જઈ ચડે તો ત્યાં તેનું હાસ્ય, તેનો અવાજ, તેની હાજરી એ સર્વે તે મંડળોમાં સોનાના પ્યાલા જ મુકતી જાય છે. આદમીઓ આનંદી રહે ત્યાં સુધી તેઓ નંખાઈ જતાં નથી. ફ્લૉરેન્સ નાઇટીંગેલની હાજરીથી જ નહી, પણ તેનો માત્ર પડછાયો જોતાં જ ઘણા દરદીઓને દવાના કરતાં પણ વિશેષ આરામ થતો હતો. દુઃખ માનો, તો સઘળી જમીન દુઃખી જ દેખાશે. દુઃખ વગર ઈનસાન બને જ નહી. બધી જ રીતના સુખ, વૈભવ, અને ચેનબાજીથી તો ઉલટાં ઈનસાનો નાસ્તિક બની જાય અને તેટલા માટે ઈશ્વરે દુઃખ વગરનાં કોઈને જ રાખ્યાં નથી. ઈશ્વર ઉપર ભરોસો રાખ્યો, તો આપોઆપ તે આપણાં દુઃખડાં પણ ટાળે ને આપણું પોષણ પણ કરે. તમે સુંદર ગુલાબનું ફુલ એક વેરાન જંગલમાં ઉગતું જુઓ. સઘળા નાના મોટા રોપા તરફ નજર કરો. તેઓ મહેનત અને ફીકર કરતા નથી, તોપણ તેઓ ઉગીને આવા શોભીતા થાય છે તે શાથી? પરવરદેગારની કૃપા અને મહેરથી જ. એ પ્રમાણે જ્યારે તે સાહેબ આકાશનાં પક્ષીઓનું પોષણ કરે છે અને ખેતરના રોપા તથા ફુલોની સંભાળ રાખે છે ત્યારે અરે! વિશ્વાસ વગરનાં માણસો! તમે કહો, કે તે સાહેબ શું તમારી જ સંભાળ નહી કરે? શું પક્ષીઓ તથા રોપાઓ કરતાં તમે તેના મનથી ઓછાં છો? ના, નહી. વાસ્તે તમે તમારા દુઃખના વખતમાં ગભરાતા ના; ઈશ્વર ઉપર ભરોસો રાખજો, તે તમને મદદ થશે.

મારી વહાલી બહેન ! રામતીર્થજી કહે છે તેમ "સ્વાર્થનો વિચાર કરવાથી જ તમે દુઃખને આવકાર આપો છો. સ્વાર્થનો વિચાર છોડો એટલે તમે શાંતિને બોલાવો છો. સ્વાર્થનો વિચાર કરવાથી તમે સુખ ખુઓ છો, એટલું જ નહી, પણ જેને આપણે સુખનું મૂળ માનીએ છીએ, તે પણ જતું રહે છે. જીભનો લોલુપી મનુષ્ય દિન પ્રતિ દિન નવા નવા સ્વાદિષ્ટ ખોરાકોને સારૂ તલસે છે અને મરી ગયેલી ભૂખને સજીવન કરવા જીભને રૂચતા વિવિધ પદાર્થો ખાય છે, પણ થોડા દિવસમાં તે તેને અજીર્ણ થાય છે, કે અનેક રોગ થાય છે; અને તેથી પ્રથમ જેટલું ખાઈ શકતો હતો તેટલું ખાવાનું પણ તેને સુખ મળતું નથી. પણ જેણે પોતાની જીભને વશ કરી છે અને જે જીભને સ્વાદિષ્ટ લાગતા પદાર્થોને શોધતો નથી; એટલું જ નહી, પણ તેનો વિચાર સરખોએ કરતો નથી, તે સાદા ખોરાકમાં પણ સુખ માને છે." સુખ દુઃખ વિશે તમે જેવું મન કરો તેવું જ લાગે છે. એરવદ જી. જ. મોદી કહે છે તેમ કુટુંબમાં મોત નિપજે ત્યારે શાંત મન, સબુરી અને હીંમત જાળવી રાખવાની ફરજ કુટુંબનાં ઘરધણીયાણી ઉપર વધુ આવી પડે છે. આવા અસાધારણ વખતે જો તે ગમમાં ગંભીરપણું, મધ્યમપણું અને મોટું દિલ જાળવી રાખે છે, તો ઘરનાં સર્વ નાનાં મોટાં, ગંભીરાઈ અને મધ્યમપણા સાથે કુટુંબ ઉપર પડેલાં દુઃખનો ધક્કો ખમી શકે છે. તું ડાકટરને ગાળો દે છે, કે ડાકટરે મારાં બચ્ચાંનું દુઃખ પારખ્યું હોત તો તે કવખતે મરીન જાત. તું જોષીને શ્રાપ દે છે, કે મુઆએ ટપકો બરાબર જોયો નહી. તેણે મુઆએ અગાઉથી પણ ચેતાવી હોત તો હું મારાં ગુલાબ

જેવાં બચ્ચાંને બચાવવા અનેક ઉપાયો કરત. એમાં તારી મોટી ભુલ છે. મોતની આગળ ડાકટર ને જોષી સૌ લાચાર છે. અમસ્થો દિલમાં ચોરો રાખવો મિથ્યા છે. ડાકટર કાંઈ મોત પારખતા નથી ને પારખે તોએ લાચાર અને નહી પારખે તોએ લાચાર. જોષી કાંઈ જીવ મુકતા નથી. મોતને તેઓ અગાઉથી જોતા નથી ને જુએ તોપણ તેને આડો હાથ કરી શકતા નથી. એક સેતારેશનાશ જોષીને ફાંસીને માંચડે ચઢાવી પ્રાણ લેવાનો હુકમ થયો. માંચડા ઉપર જ્યારે તે ચઢયો ત્યારે તેને પુછવામાં આવ્યું કે, આ દેજે તું પહોંચશે એવું કાંઈ તેં ગ્રહની ગણત્રીથી જાણેલું કે નહી? તેણે જવાબ દીધો:—"ગ્રહોએ મને જણાવ્યું હતું, કે મરતી વખત તું ઉંચા આસન ઉપર ચઢવા પામશે, પરંતુ મેં એટલું નહી જાણેલું કે તે બુલંદ સ્થાન તે આ ફાંસીનો માંચડો થશે!" કહેવાનો સાર એ જ છે કે દ કે જોષી મોત થાય ત્યારે યુક્તિથી માત્ર જીવતાંને સધ્યારો આપી ખુદાને માથે ટોપલો મુકી ખસતા થવા શિવાય બીજો ચારો જોઈ શકતા નથી. જે ઘણી પૈસો ખુએ છે, તે ખરેખર ઘણું ખુએ છે; જે વહાલાંને ખુએ છે, તે તેથી વધારે ખુએ છે; પણ જે હીંમત ખુએ છે, તે સૌ ચીજ ખોઇ બેઠો એવું તમારે સમજવું જોઈએ બહેન.

"માણસ માથે છે મુશ્કી, દુઃખની વહેતી નીકઃ
ગણો નિમાળા શિરના, એથી દુઃખ અધિક."

આ દુનિયામાં જે દરેક માણસ પેદા થાય છે તેના નસીબમાં જોખમ, કમનસીબી, તંગી, દરદ અને નુકસાની વધારે અથવા થોડી તો હોય જ છે. પરંતુ હીંમત રાખવાથી તેમાં

જરાક ફરક પડયા વિના રહેતો નથી. જ્યારે પોતાનું વહાલું મરણ પામે ત્યારે પ્રેમીજનો, ભાઈ, બહેન, પતિ કે પત્નિ અતિ દુ:ખી થાય અને ઘણું જ વિયોગ દુ:ખ અનુભવે એ તેમના કલ્યાણ વાસ્તે છે. કારણ કે, આ રીતે તેઓ વસ્તુઓના બહારના દેખાવ ઉપર આધાર રાખવાને બદલે તેના અંદરના તત્ત્વ ઉપર વિશ્વાસ રાખતાં શીખે છે!

હે બહેન! તું તારીને તારી મોટાઈનો ખ્યાલ ન કર્યા કર! તું જ કાંઇ દુનિયામાં જન્મેલું એકલું આદમી નથી. તું અમતની શોધમાં અટવાયા ન કર, પણ હમેશ ગમતી થવાને તૈયાર થા! સુખ ગમે એવું નિર્જીવ હોય તોએ તેને સુખ તરીકે પિછાનતાં શીખ! જાનવરોમાં હસવાનો ગુણ જણાતો નથી, પણ ઇન્સાન તો હસી જાણે છે. તો પછી કેમ્ફર્ટ કહે છે તેમ આપણે ગુમાવેલાં દિવસોમાંનો સર્વથી મોટો ગુમાવેલો દિવસ તે જ છે, કે જે દિવસે આપણે હસ્યાં ન હોઇએ! જો તારો દિવસ ઝાંખો જણાતો હોય તો તેને તું રોશન કર!

ઘણાં લોકોને બળાપો કરવામાં સુખ થાય છે. ઘણાંઓને અમથા અમથા નિસાસા નાંખવાની ટેવ હોય છે. ઘણાંઓને સારી વાતો સાંભળવાને બદલે કરૂણારસિક અને રૂદનપાટલાની જ વાતો ટાઢક પમાડે છે. તેઓને જો ઈંદ્રપુરીમાં રાખ્યા હોય તોએ તેઓ દુ:ખનાં જ રોદણાં રડશે. ઇદનના બાગમાં પણ તેઓને ભયાનક દેખાવ દેખાશે. પણ વળી બીજાંઓ એવાં હોય છે, કે ગમે તે સ્થિતિમાં પણ તેઓ પોતાને આનંદમય રાખે છે. પહેલાં લોકો જગતને દુ:ખમય ગણે છે ને બીજાં લોકો સુખમય જગત કહે છે. એક નાટકમાં ગાય છે કે,

કહીં પીટને રોનેસે આપ છુટો !
નસીબ એક પથ્થરસે તુમ અપના કુટો—કહીં૦
મયસ્સર તુમ્હેં વસ્લ જબ ઉસકા હોગા,
તો ફીર ભુકકી તરહસે તુમ તો તુટો—કહીં૦
અજી છોડો રોનાં કરો કોઈ તદબીર,
મઝે જલસેકે જલદીસે ચલકે લુટો—કહીં૦

કહ્યું છે કેઃ—“ જન્મેલાંનું અવશ્ય મૃત્યુ થાય છે. જગત્‌માં જન્મેલો કોઇ પણ પ્રાણી સદાકાળ રહેતો નથી. જન્મેલાં પ્રાણીઓ જો મરતાં જ ન હોય તો પછી આ ભૂમિ તલ, જે પચાસ કરોડ યોજન વિસ્તારનું છે, તેનાપર સમાય જ કયાંથી ? આ સૃષ્ટિનો નિયમ જ એવો છે, કે તેમાં નવા નવા પદાર્થો અને નવાં નવાં પ્રાણીઓ ઉત્પન્ન થતાં જાય છે. બીજ પડે છે, ઉગે છે, વૃક્ષ થાય છે, ફુલે છે, ફળે છે, અને તેમાંથી પાછાં નવાં બીજ ઉત્પન્ન થાય છે. એટલે જુનાં થએલાં ઝાડને લય થવાનો સમય આવે છે. બહેન ! વળી એ જ ઝાડનાં ફળ તથા બીજનો પણ સમયે પોતાનાં માત પિતા રૂપ વૃક્ષના પહેલાં જ નાશ થઈ જાય છે, કેટલાંક ફળો કાચાં ને કાચાં જ રોગ લાગવાથી ખરી પડે છે. કેટલાંએક કરમાઈ જાય છે. કેટલાંએકને પક્ષીઓ ખાઇ જાય છે. કેટલાંએકને મનુષ્યો તોડી લે છે; અને એમ કરતાં બચીને જે પાકવા પામ્યાં, તેઓનો પણ અંતે તો મનુષ્યો વિગેરેના ભક્ષણથી નાશ જ થાય છે. કદાચ કોઈના ખાધામાં ન આવતાં બચી ગયાં હોય તો પાછાં ભૂમિમાં વવાઇને પણ તેમનો નાશ જ થાય છે; અને ત્યાંથી પાછાં ઉગી નીકળે છે, યાને પુનર્જન્મ થાય છે. મારી વહાલી બહેન ! એ જ પ્રમાણે

મનુષ્ય પ્રાણીઓને પણ મૃત્યુ થયા પછી પાછો પુનર્જન્મ થઈ તેઓ પાછાં ઉગી નીકળવાનું જ કરે છે. કેમકે ध्रुवं जन्म मृतस्य च. મુએલાંને અવશ્ય જન્મ લેવો પડે છે એવો ખુદાનો અને કુદરતનો નિયમ છે."

હા બ્હેન, ખરૂં છે કે મોટાંના કરતાં નાનાં ભુલકાંનાં મરણનું તો ઘણું લાગે. પણ જે કાળે જે બને તે જોવું અને ભોગવવું. "મોત ઉપરની વાઆજ" માં પ્લુટાર્ક સવાલ કરે છે કે, જેઓ અકાળ જવાન વયે મરી જાય છે તેઓ માટે લોકો જે શોક કરે છે તે શોક કોને ખાતર કરે છે? પોતાને ખાતર કે મરનારને ખાતર? અગર જો તેઓ પોતાનેજ ખાતર શોક કરતાં હોય, કે તેઓ મરનારની સંગતથી જે ખુશી મેળવતાં હતાં તે સઘળી જતી રહી છે, અથવા તો તે લાભ અથવા આશરો કે જે તેઓ પોતાના બુઢાપામાં તેઓ તરફથી મેળવવાની આશા રાખતાં હતાં તે લાભ અને આશરો હવે જતો રહ્યો; એ પ્રમાણે તેઓ જો પોતાને માટે મરનારના મરણથી શોક કરતાં હોય તો, પોતાનાં જાતિ ભલાંને માટે, ખુદ પોતાના સ્વાર્થને માટે તેઓ શોક કરતાં ગણાય. કારણ કે એ પરિણામ ઉપરથી એવું દીસે છે કે તેઓ જેટલાં પોતાને ચહાય છે, અને જેટલું પોતાનું જ ભલું ચહાય છે, તેટલું મરનારને ચહાતાં નથી.

ખુદ મરનારને ખાતર જેઓ શોક કરતાં હોય તેઓ જો ફક્ત આવો વિચાર કરશે, કે મરણથી મરનાર કોઇ એવી હાલતમાં ગયું છે, કે જ્યાં તેની ઉપર કાંઈ દુઃખ, નામોશી, યા આફત પહોંચવાની નથી તો તેથી તે શોક કમી થઈ જશે. એક સુંદર ગ્રંથમાં એ વીશે એવી તો ઉત્તમ સમજ આપી છે

કે, વહાલી બ્હેન તમે જો તે ધ્યાનથી સાંભળો તો તમને કહી સંભળાવું.

"મરણ કોને છે? મરણ એટલે શું? આ દેહનો અને આત્માનો દૂધ પાણી જેવો ઘાડો સ્નેહ—સંબંધ છે, તે તુટીને તેઓનો વિયોગ થવો તેને જ અહિંઆં મરણ માનવામાં આવે છે. પરંતુ મરણ થવું, એટલે સમૂળો નાશ થવો, એમ માનવું એ સંસારી જનની અંધતા નથી? રે તે અજ્ઞાનપણાનો જ પ્રતાપ છે. દેહમાં અણદીઠપણે રમી રહેલો આત્મા તો અજર, અમર, અને નાશ ન થાય એવો છે. તેનું મૃત્યુ થાય છે ખરૂં? વાસ્તવિક જોતાં આ જગત્‌માંની કશી વસ્તુનો નાશ થતો જ નથી, કેવળ તેનું રૂપાંતર કે સ્થળાંતર જ થાય છે. રૂપ બદલાય કે જગા બદલાય પણ તે અજ્ઞાનતાથી જણાતું ન હોવાથી, નાશ તરીકે ઓળખવામાં આવે છે. છતાં એ સાચું નથી. આપણું ઢોળેલું અથવા વરસાદથી જમીન ઉપર પડેલું પાણી સૂકાઈ જાય છે, ત્યારે તેનો નાશ થઈ ગયો એમ કહીએ તો તે અસત્ય નથી? તે જેમ મિથ્યાભાસ જેવું છે, તેમ જ મરણ પણ છે. એ પાણી તો ઘણી ઝીણી, નરી આંખે નહી દેખાય તેવી વરાળરૂપે થઇને સૂર્યના તાપથી આકાશમાં મેઘમંડળમાં જઇ રહે છે. તે પાછું વખત આવવે વાદળાં થઈને વરસાદરૂપે જમીન ઉપર પડે છે. તે જ પ્રમાણે જગત્‌માંની દરેક ચીજનું રૂપાંતર જ થાય છે, તેમ તારાં કોમળ બચ્ચાંઓએ પણ આ માંસના બનેલા ગલીચ દેહને તજી દઈ, તેમની રૂડી કરણી પ્રમાણે કોઇ ઉત્તમ તેજસ્વી દેહ ધર્યો હશે; અને તે પવિત્ર બેહેસ્તની જગામાં સુખેથી વસી, તમારૂં કલ્યાણ ઇચ્છતાં હશે. માટે હે વહાલી બહેન! આ

સંસારમાં મરવું ને અવતરવું, એ માત્ર જીવનું એક રૂપમાંથી બીજા રૂપમાં બદલાવું જ છે. જેમ મનુષ્ય ઘસાઈ ગયેલાં વસ્ત્રોનો ત્યાગ કરીને બીજાં નવાં કપડાં પહેરે છે, તેમ આપણો આત્મા એક ઘસાઇ ગયેલા શરીરનો ત્યાગ કરીને બીજું નવું શરીર ધારણ કરે છે; એને જ લોકો મરણ તથા જન્મ કહે છે પણ આત્મા તો કદી મરતો જ નથી. તે તો મોટા સુખમાં જ રમે છે. તે તો ખરા આનંદમાં જ રહે છે. તેને ભેદી શકાતો નથી, કે છેદી શકાતો નથી. હમેશાં તે તો અવિનાશી છે. સુરજમાં પ્રકાશ અને પાણીમાં શીતળતા, એ જેમ તેમનામાં કુદરતી જ રહેલાં છે, તેમ જ આત્માનો પણ હમેશાં આનંદમાં રહેવાનો જ સ્વભાવ છે, પછી તેને મરવા જીવવાનું શું હોય ?"

ઓ બહેન! ભાઇ તરીકે આટલા દિલાસા દીધાથી તું હવે મન વાળશે, અને સંતાપ કરીને તારાં બાકી રહેલાં ભુલકાંને સંતાપમાં નહી નાંખે એવી હું ખાત્રી રાખું છું. ઉઠો. ઘરનું કામકાજ કરો. વહાલાંની વનવાર કરો. જીવતાં છે તેને જી માગો. ભાવિ કોઈથી ટળી શકતું નથી પણ યત્ન કરવાથી તેમાંનો કંઈક ભાગ સુધરી શકે છે. માટે નશીબમાં લખાયલી સુજતને તાબે રહી તમારૂં ઘર સાચવો. સાહેબજી!



# દિલાસા પત્ર ૮૯ મો.



Methinks if you would know
How visitations of calamity,

Affect the pious soul, 'tis shown ye there
Look yonder at that cloud, which, through the sky,
Sailing alone, doth cross in her career
The rolling moon ! I watch'd it as it came,
Anddeem'd the deep opaque would blot her beams;
But melting like a wreath of snow it hangs
In folds of wavy silver round, and clothes
The orb with richer beauties than her own,
Then passing, leaves her in her light serene !

Southey.

"હું ધારૂં છું કે જો તમારે આપત્તિના આગમનથી પવિત્ર આત્મા ઉપર શી અસર થાય છે તે જાણવું હોય તો તે તમને નીચેનાં દૃષ્ટાંતમાં દેખાડયું છે. દૂર પેલું વાદળ જે આકાશમાં એકલું સફર કરતે કરતે તેની મુસાફરીમાં દોડતા ચંદ્રને પસાર કરે છે તેના તરફ જુઓ. તેને આવતાં મેં સંભાળ-પૂર્વક જોયું અને એમ ધાર્યું કે તે ઉંડું અપારદર્શક વાદળ ચંદ્રનાં કીરણોને ઢાંકી દેશે; પણ, બરફની માળા પેઠે પીગળતાં, ચંદ્રની આસપાસ તે રૂપેરી મોજાંની ઘડીઓ માફક લટકે છે

અને ચંદ્રને તેની પોતાની સુંદરતા કરતાં વધારે સરસ સુંદ-રતાથી ઢાંકે છે અને પછી પસાર થતાં થતાં તેને તેના ગંભીર પ્રકાશમાં મૂકી પસાર થઈ જાય છે."

સાઉધે.

હે શીરીન ! " આફતનું વાદળ " એ સંજ્ઞા તું વારંવાર વાપરે છે, પરંતુ તેનો ખરો ભેદ કયાં જાણે છે ? શીરીન! સાઉધેનો ઉપલો લેખ તને ખરો ભેદ સમજાવી દે છે, તે તું ગોખી ગોખીને વાંચ. એ તો વાદળની માફક જે વીખરાઇ જનારૂં તેને " આફતનું વાદળ " કહેવામાં આવે છે. આફત આવવા અગાઉ જો દિલાસો આપવામાં આવે તો તે દિલાસો કવખતે જલદી આપેલો કહેવાય; અને એક વાર દુઃખ પડી ચુકીને નવું જુનું થઈ ગયા પછી દિલાસો આપેલો મોડો કહેવાય. પરંતુ મનની શાંતિ માટે બેઉ પ્રસંગે તે ઉપયોગી તો છે જ. માનવી પોતે જ પોતાનો ગ્રહ છે. આપણા ભલાં કે ભુંડાં માટે આપણાં કર્મો તે જ આપણા ગ્રહો છે.

" મારા મિત્ર, દુઃખી નવ થાતુ, ધીરે ધીરે હવે ઘેર જાતુ;
જેવુ ભાવી હશે તેવુ બનશે, જેવુ વાવ્યુ હશે તેવુ લણશે.
જ્યારે પ્રથમ કશું ન વિચાર્યું, અંતે શું થશે એ નવ ધાર્યું;
થાય કયાંથી પરિણામ સારો, હેઠે બેસીને આપ વિચારો. "

આપણી આસપાસનાઓના દુઃખના વખતે તેઓને સહાય અને દિલાસો દેવામાં જો આપણે પછાત રહીએ તો તે આસ-પાસનાઓના સુખનો લાભ લેવાને પણ આપણે કમનશીબ નિવડીએ. માટે એકલપેટાઇ એ પણ દુઃખનું મોટું કારણ છે. વળી જેને આપણે મુશીબત ને જંજાળ કહીએ છીએ, તે

ગુપ્ત સ્વરૂપમાં તો ખરેખરી સુખી હાલત છે. માટે જે દુઃખોને આપણે સમજી શકતાં ન હોઈએ તે દુઃખો માટે તરફડીયાં મારવાં નહી, તેમ તે વખતે જે ખુદાઈ રહેમીયતો પસાર થાય છે તે તરફ અખાડા પણ કરવા નહી. કેમકે સુખ થાય છે તે કોઈવાર દુઃખ થવાને માટે જ થાય છે, અને દુઃખ થાય છે તે સુખ થવાને માટે જ થાય છે. તેની પરીક્ષા અગાઉથી થતી નથી. "There is no failure for the good and wise."

'ભલા અને ડાહ્યા મનુષ્યને માટે નિષ્ફળતા સુજેલી જ નથી,' એ સૂત્ર ઘણું કિંમતી છે. દુનિયામાં સંપૂર્ણ સુખ છે જ નહી; ને તે જો હોય તો લાભદાયી નથી. મુશીબત અને હાર એ ઉત્તમ શિક્ષા ગુરૂઓ છે. સર હમફ્રી ડેવી કહે છે તેમ, ખાનગી જીંદગીમાં પણ હદ બહાર આબાદાની એ નીતિમાન જીંદગીને હાનિકર્તા છે, અને તે આબાદી જ દુઃખનું કારણ થઈ પડે છે; અથવા તે જ આબાદાની અદેખાઈ, નિંદા, અને બીજાઓ તરફની બુરાઈનું મૂળ થઈ પડે છે. હારથી કુદરતને મજબુતી મળે છે. શોક અને ગમી સાથે પણ કંઈક આનંદ ભેળાયલો હોય છે. જોન બનીયન તે ઉપરથી કહે છે કે, મારૂં જો ચાલતું હોય તો ઘણી રાહત અને ઘણાં સુખને ખાતર હું ભારેમાં ભારે જંજાળ, વિપત્તિ, અને દુઃખની જ માગણી ઈશ્વર પાસેથી કર્યા કરૂં.

"થાકી હું તે પાપ માંહ્ય મારો ગોટાં, સાચો માર્ગ ધરૂં છું;
નાહક મેં જો હોય કોઈને દુઃખ દીધું, ચોરી ધનને લીધું;
ધન છતે જો સવાબ હોય નહી મેં ક્રીધું, તે પાપે જ મરૂં છું."

ઈશ્વરની ઇચ્છા એ જ તમારી ઇચ્છા છે એમ માનો. સુખ દુઃખના વાવાઝોડામાં પણ ઈશ્વરના હેતુને જ તમારો હેતુ બનાવો. શરીર અને તેના સંબંધો, મન અને તેની વૃત્તિઓ, તેમ જ લાભાલાભ કે જયાજયની શંકાથી પર રહો. અમુક દુઃખ તો ફલાણી ગફલતીથી આવ્યું, ને ફલાણું દર્દ તો ફલાણાના કરી મુકવાથી થયું, એવા એવા વહેમો રાખી તમે દુઃખ વધારશો નહી. જો તમે એવા પોચા મનના થશો તો જરૂર તમને દુઃખોનાં નાના પ્રકારનાં કારણો મળ્યા જ કરશે. સ્વામીજી રામતીર્થે આ બાબત એક દ્રષ્ટાંત આપ્યું છે. પૂર્વ હિંદુસ્તાનમાં એક ગામડામાં એક છોકરો ખુબ અભ્યાસ કરી બહુ વિદ્વાન થયો. તેણે યુનીવર્સીટીમાં અભ્યાસ કર્યો હતો. તેણે તે વિશ્વવિદ્યાલયવાળાં શહેરમાં રહીને અભ્યાસ કરેલો હોવાથી તેના વર્તન અને રીતભાત ઉપર યુરોપીયન વર્તન અને રીતભાતની અસર થઈ હતી. હિંદુસ્તાનના લોકો ઘણા જુના વિચારના છે, અને હમણાં હમણાં જ યુરોપીયન રીતરીવાજો તેઓના વર્તનમાં દાખલ થવા પામ્યા છે. રામતીર્થજી એવા ઘણાને ઓળખે છે, કે જેઓએ અંગ્રેજી વિદ્યાલયોમાં અભ્યાસ કર્યો છે, છતાં જેઓ અંગ્રેજી વસ્ત્રો ધારણ કરતા નથી, તેમ જ જેઓ અંગ્રેજી ભાષા પણ કદી બોલતા નથી. કારણ કે તેમના વડીલો આવી બાબતને અવિનય અને નેહુસ્ત ગણે છે. વારૂ. ઉપર જણાવેલો વિદ્યાર્થી જે શહેરમાં રહીને અભ્યાસ કરતો હતો, ત્યાંથી તેણે એક નાનું ખીસામાં રાખવાનું ઘડીઆળ વેચાતું લીધું. ત્યાર પછી ઉનાળાની ત્રણ મહિનાની રજામાં તે જ્યારે પોતાની દાદીને ત્યાં ગયો હતો, ત્યારે તે ત્યાં પોતાનું

ઘડીઆળ પણ, આવશ્યક જણાવાથી પોતાની સાથે લેતો ગયો હતો. એની દાદીને આવી નવીન વસ્તુઓ ઘરમાં લાવવામાં આવે તેના તરફ સ્વાભાવિક રીતે તિરસ્કાર હતો. આ જુવાન વિદ્યાર્થી પોતાની સાથે અંગ્રેજી વસ્ત્રો તો ન હોતો લેતો ગયો, પરંતુ પોતાના અભ્યાસને અંગે ઘડીઆળ લઇ જવું ઘણું આવશ્યક જણાવાથી તે પોતાની સાથે લેતો ગયો હતો. તે ખુરશી ટેબલ વિગેરે અંગ્રેજી ચીજો લઈ જવાની હીંમત તો કરી શકયો નહી, કારણ કે જુના વિચારના લોકો આવી વસ્તુઓ ઘરમાં રાખવી એ મહા પાતક સમાન ગણે છે, અને તેથી નવાં નવાં દુઃખો ઉત્પન્ન થવાનું માને છે. પરંતુ ગમે તે થાય પણ ઘડીયાળ તો સાથે લઈ જ જવું, એમ નિશ્ચય કરીને સાહસ વૃત્તિથી તે પોતાની સાથે ઘડીયાળ લેતો ગયો. આ ઘડીયાળને માટે આખું કુટુંબ વિરૂધ્ધમાં હતું. તેમાં ખાસ કરીને તેની દાદી તો ઘણી જ વિરૂધ્ધમાં હતી. આવી નવીન ચીજ ઘરમાં લાવવામાં આવી તે તે ડોસીથી સહન થઈ શકયું નહી; તેથી તે બોલી કે “ રાત ને દિવસ આખો વખત આ તો ટીક ટીક એવો કંઇ વિચિત્ર અવાજ કર્યા કરે છે! એને ભાગી કકડે કકડે કરી બહાર ફેંકી દ્યો,' તે એક અપશુકનીયું છે, એને રાખવાથી કોઈ દુઃખદાયક વિપરીત પરિણામ આવશે અને એ કોઈ આફતનું કારણ થઈ પડશે. ” તે વિદ્યાર્થીએ તેને બહુએ સમજાવી, પરંતુ તેનું મન કોઈ રીતે સમાધાન પામ્યું નહી. એની દાદી તો ના ના કહેતી જ ગઈ, છતાં તે વિદ્યાર્થીએ પોતાના અભ્યાસને અંગે તે ઘડીઆળ પોતાની પાસે જ રાખ્યું. એક વખત એવું બન્યું કે તેના ઘરમાં ચોર આવીને કેટલુંક ઝવેરાત અને કેટલાક રોકડ

રૂપિયા ચોરી ગયા. આથી તે ડોસીને પોતાના વહેમમાં વિશેષ પુરાવો મળ્યો, અને બોલી ઉઠી કે " મેં તમને નહોતું કહ્યું કે, આ ઘડીયાળને ઘરમાં રાખવાથી આપણા ઉપર કોઈ આફત આવશે ? ચોર લોકો આપણા ઘરમાં આવી ઝવેરાત અને દ્રવ્ય લઈ ગયા, પણ તેઓ કંઈ તે ઘડીયાળ લઈ ગયા નહી કારણ કે તે ચોરો સારીપેઠે જાણતા હતા કે જો આપણે આ ઘડીયાળ ચોરી જઇશું, તો તેથી ઘણી હાની થશે. અરે ! હજી પણ તમે શા સારૂ આવી ચીજ ઘરમાં રાખી રહ્યા છો ? " તે છોકરો ઘણો જ માથાનો ફરેલ હતો, તેથી ડોસીના કચકચાટથી તેને જરા પણ અસર થઈ નહી. તેણે તો પોતાના અભ્યાસના ઓરડામાં તે ઘડીયાળ રહેવા જ દીધું. વળી થોડા વખત પછી એવું બન્યું કે તે છોકરાનો બાપ મરી ગયો. આથી તો તે ડોસીને ઘણી જ ધાસ્તી લાગી અને બોલી ઉઠી, કે " અરે જક્કી છોકરા, આ ભયકારક અમંગળ વસ્તુને ઘરમાંથી બહાર ફેંકી દે, હજી એ ઘરમાં રહેવા દેવા તારી કેમ હીંમત ચાલે છે ? " આટલું છતાં એ છોકરાએ તો ઘરમાં ઘડીઆળ રહેવા જ દીધું. વળી થોડા વખત પછી તેની મા પણ મરી ગઈ. હવે તો તે છોકરાની દાદીના ઉકળાટનો પાર રહ્યો નહી. હજુ પણ ઘરમાં ઘડીયાળ રહે એ તેનાથી સહન થઈ શક્યું નહી. કેટલાક લોકોની માફક તે એવું માનતી કે, એ ઘડીઆળમાં કોઇ એક જીવડો છે. કારણ કે યંત્રથી ચાલતી કોઈ પણ વસ્તુ તેણે કદી પણ જોઈ ન હોતી. તે ઘડીઆળ પોતાની મેળે ચાલે છે અને પોતાની મેળે જ ટક ટક એવો અવાજ કરે છે, એવો ખ્યાલ તેને આવી શકયો નહી. પોતાના કુટુંબમાં

જે કંઈ આફતો આવી, તે બધાનું કારણ એ ઘડીઆળ જ છે એમ તેને લાગ્યું. આથી તેણે તે વિદ્યાર્થીના ઓરડામાંથી તે ઘડીયાળને છાનુંમાનું લઈ લીધું અને પોતાના ઓરડામાં આવી એક ખુણે બેસી તે ઘડીયાળને એક પથ્થર ઉપર મૂક્યું; અને એક બીજો પથ્થર હાથમાં લઇ તેનાથી તેને ભાગીને કકડે કકડા કરી નાંખ્યા. આવી રીતે તેણે ઘડીઆળ ઉપર પોતાનું વેર વાળ્યું. હવે જરા કૃપા કરી ધ્યાન આપશો! આપણા હિંદુસ્થાનમાં ડોસા ડોસીઓની આવી જ સ્થિતિ છે, તે સાંભળીને કદાચ તમને હસવું આવશે, પરંતુ દુઃખની બાબતોમાં તમે પણ તે ડોસાઓનાં જેવાં જ છો. લોકો આ અને તે, એમ ખીચડો કરે છે; અને પછી પણ આ એક વસ્તુ તે બીજી વસ્તુનું કારણ છે, એમ નિશ્ચય ઉપર આવી કુદે છે. બાપ મરી જાય તો વિધવા પોતાની નવી વહુને પગલે આ દુઃખ આવેલું કહેવા મંડી જાય છે. નવો બંગલો લીધો ને ધણીયાણી મરી ગઈ, કે તે બંગલો પાણીના મૂલે વેચી દેવા તમે તૈયાર થાવ છો. આવી રીતે દુઃખને તમે ગમે એવા આકાર અને ગમે એવાં કારણો જાણીબુજીને લાગુ પાડી શકો, એવું એને તમે બળવાન કરી મૂક્યું છે. કેમકે દુઃખ ખમવાની અને નવો જ સક્રો ઉઘડેલો એકાએક જોવાની આકળ વિકળમાં નહી માનવાનું તે પણ માની બેસીને તમે દુઃખમાં દુઃખ વધારી મૂકો છો. વળી એટલું પણ તમારે યાદ રાખવું, કે આપણને જોઈતી મોજમજાઓનો જ્યારે વિચાર આવે, ત્યારે જે જંજાળો અને આપદામાંથી આપણ મોકળાં છીયે તેનો પણ કાંઈક ખ્યાલ કરવો જોઇએ. આમ કરવાથી દુઃખ જ્યારે પાછું આવી ઉભું રહે ત્યારે તે ઘણું કમતર લાગે છે. "જે કાંઈ અતિશય

જરૂરનું હોય, તે દુઃખ તરીકે નહી ગણાય, પછી ભલેને તેનાં થોડાં ઘણાં પરિણામો હેરાનગતી ઉપજાવે. આપણે સાધારણ રીતે જોઇએ છીયે કે પ્રાણીઓ પોતાના વાસ્તે ખોરાક મેળવવાને બીજાં પ્રાણીઓને દુઃખ દે છે. Eat and be eaten. ખાવ અને ખવાવનો નિયમ તો કુદરતી કાયદો કહેવાય છે. તેથી જો ધરતીકંપ વગેરે નહી થાય તો તેના કરતાં વધારે જબુન દુઃખ આવી પડે." કેટલાંએક સ્ત્રી પુરૂષ એવાં હોય છે કે તેમનાથી લોકને જોઇએ એટલો ઉપદ્રવ થયો પણ તેનો તે વિચાર જ કરતાં નથી. લગારેક જેટલો પોતાનો સ્વાર્થ થયો એટલે થયું.

ઉલફત હય ગરજકી, તો શરાકત હય રીયાકી;
મતલબકી હીમાયત હય, કરાબત હય દગાકી.

એક ઘર લુંટવું હોય, માટે સઘળાં ઘરોની ઓળની ઓળ બાળતાં ચોર આઘું પાછું જોતો નથી. કલહ ઉત્પન્ન કરનારાં છે તે વિચારતાં નથી કે અમારાં સાચાં જુઠાંથી કેટલાંકની ભાઇબંધી તુટશે, ને કેટલાંક કુટુંબમાં વિરોધ થશે. રાજકારભારી પુરૂષોમાં કેટલાક એવા હોય છે કે, તે રાજકારભારમાં ચાર જણાંનું એકચિત્ત થવા દેતા નથી, અને પુટફાટ થાય, લડાઈઓ થઈને રૂધિરના પ્રવાહ ચાલે એવું કરે છે. સર્વ રાજ્યનો નાશ થાય, અને પોતાને કાંઇ દ્રવ્ય મળે તો તેવું કરવામાં તે આંચકો કરતા નથી. રાંડીરાંડોનાં આંસુ, છોકરાંની રડારડ, દુઃખી લોકોની હાય હાય, એ તેવાં સ્ત્રી પુરૂષના મનને હલાવી શકતાં નથી. તેવાં સ્ત્રી પુરૂષ કઠણ થઈને પોતાનું કામ કર્યાં જાય છે, અને કોઈ પુછે તો કહે છે, કે એમ કર્યા વિના અમારાથી રહે-

વાતું નથી. હરિ હરિ ! શા માટે એવાં એમનાં દુષ્ટ કર્મ ! શી એમની સમજણ ! જેના હૃદયમાં નીતિનો લેશ નહી તેવાઓ તો મુએલા જ ભલા. દુઃખના દેનારાના દુશ્મન થઈએ તે પણ દુઃખીને દિલાસો જ ગણાશે. હે શીરીન ! દુઃખી દર્દીઓને તું કોઈ પણ રસ્તે રાહત આપવાનું કર. તું પોતે મારાથી દિલાસો મેળવે તેના કરતાં તારાથી બીજાંઓ દિલાસો ને દિલસોઝી મેળવે એવું તું કર. દુઃખીયારાંઓની ધર્મની બહેનો અને ધર્મની માતાઓને પગલે તું ચાલ. તેવી તારી બહેનપણીઓનાં દિલસોઝ કામો તું યાદ કર.

જેલમાં પડીને દુઃખમાં સબડતા કેદીઓની મુલાકાતો લઇ તેઓના જીવને ટાઢક આપનારી **મીસીસ ફ્રાઈ** અને **મીસ કાર્પેન્ટર**નાં કામોથી કોણ અજાણ છે ? તેમના જેવી તું થા. દૂર દેશાવર ઉદ્યોગ સારૂ દેશપાર જનારાઓનાં સંકટો ટાળવા માટે પોતાનું સર્વસ્વ લુંટાવનારી ઓરતો **મીસીસ ચીશોમ**, અને **મીસ રાઇ**ના જેવી દુઃખીને દિલાસો દેનારી સ્ત્રીઓએ નામના કરી છે, તેવી તું થા. **મીસ નાઈટીંગેલ** અને **મીસ ગેરેટે** લશ્કરમાં માર્યા જતા, કપાઈ જતા, અને વઢાઇને નહી ખમાય એવાં દુઃખો વેઠતા સિપાહીઓની હોસ્પીટલોમાં ભટકી તેમનાં દુઃખ નિવારણ કર્યાં છે, તે વાત તો છેક તાજી તાજી છે તે યાદ કરીને, તેવી તું થા. શીરીનબાઈ ! તમે તમારાં દુઃખનું નિવારણ નહી કરી શકો, તેમ તમને જ દિલાસો દઈ નહી શકો, તો પછી બીજાંઓને તમે દુઃખમાં સહાય કેમ થશો ? તમે દુઃખીઓને રાહત આપવાની જરીક જરીક ટેવ પાડશો તો પછી મોટા દિલાસાનાં કાર્યો પણ કરી શકશો. કાં કે,

The power to do great things generally arises from

the willingness to do small things. ‘ મોટાં કામો કરવાની શક્તિ સાધારણ રીતે નાનાં કામો કરવાની હોંસમાંથી જ ઉત્પન્ન થાય છે. ’

હે શીરીન ! “ અમે જ દુ:ખી, અમે જ ગરીબ માણસ, અમે જ હલકા. તો પછી અમારી પાસે આવાં નેક કામો ખુદા કેમ કરાવે ? ” એમ કહી તમે જનસેવામાંથી છટકી ના જાવ. ગરીબ માણસ પાસે તો પરવરદેગાર ભલું ભલું કરાવે છે. બુન્યાદ ગમે એવી હલકી હોય, તેને કાર્ય કે કર્મ સાથે શું કામ છે ? હલકી બુન્યાદ, હલકી સ્થિતિ, હલકું ઘર, અને હલકી શક્તિ એ તો જનસેવા નહીં કરવા ગમે તેનાં બહાનાં છે. જુઓ કે, મહાકવિ શેકસ્પીઅર બુન્યાદે કોણ હતો તે પણ કોઈ ખાત્રિથી કહી શકતું નથી. તોપણ એટલું તો ખરૂં છે કે તે ગરીબ માબાપને પેટે અવતરેલો હતો. તેનો બાપ ખાટકી અને ભરવાડ હતો; અને ખુદ શેકસ્પીઅર પોતે નાનપણમાં તો પિંજારો હતો. જ્યારે કેટલાકો કહે છે કે તે તો નિશાળમાં પંતુજી હતો અને પાછળથી દસ્તાવેજ લખનારનો કારકુન હતો. તે ગરીબ બુન્યાદના જીવડાએ કેવો અનુભવ દુનિયાને બતાવ્યો છે ? કહેવત છે કે, તમામ માણસ જાતનો તે તો સમાહાર અર્ક હતો. દરિયાઈ વાતોમાં દિલાસા દેવા સારૂ તે એવી તો કલમ ચલાવી ગયો છે, કે દરિયા ખાતાના લેખકો તેને એક સેલર હોવાનું ઠોકી જાય છે. ધર્મ સંબંધી સધ્યારા આપવામાં તે એવી લેખણ લખી ગયો છે, કે પાદરીઓ તેને કોઈ પાદરીનો કલાર્ક કહી ગયા છે, ઘોડાનાં દુ:ખ સુખો સબંધના લેખો વિષે તેને ઘોડાના જાણકારો બઈતાર અગર ઘોડા વેચનાર

ઓળખાવી ગયા છે. કબીરજી હતા તો એક વણકરના પુત્ર પણ એક મહાપંથ સ્થાપવાને શક્તિવાન થયા હતા. ત્યારે હે શીરીન, એક હલકી બુન્યાદનો આદમી પણ પોતાનાં કૃત્યોથી દુનિયાને કાંઇ કામ લાગે છે, તો તું કાં અળગી ને અળગી રહી તારી દુઃખી બહેનપણીઓનાં દુઃખમાં ભાગ લેવા દોડી જતી નથી? તારા કરતાં તારી સખીઓ મહેરાં, શહેરાં, અને આઇમાયને તું વધુ સુખી ગણે છે, કેમકે તેઓ હસ્તે ચહેરે પાડોશીઓને ત્યાં માંદાં પડેલાંઓની સારવાર માટે પણ દોડી જાય છે ને નાટકોમાં પણ તેવે જ ચહેરે જાય છે. તેથી તું કહે છે, કે તે લોકને શું છે? ઘરનાં સુખી, તે બહારનાંને પણ મદદ આપવાની તેઓને પુરસદ મળે છે. તેઓના તો ઠરેલા જીવ, તે બધુંએ કરે, પણ એમાં તારી મોટી ભૂલ છે. હરકોઈ માણસના બહારના સુખથી ભુલાવો ખાઇને તમે તેની અદેખાઈ કરતાં ના. કારણ તેના અંતઃકરણની દિલગીરી તમે જાણતાં નથી. થોડાથી સંતોષ પામવો એ મોટું ડહાપણ છે. જે માણસ પાસે દોલત વધારે છે તે માણસને ફીકર ચિંતા વધારે છે. પણ એક સંતોષી મન એ ખરો અને છુપો ખજાનો છે, અને તે ખજાનો અસંતોષી માણસ જોઈ શકતો નથી. એ તારી સખીઓ દુઃખને વળગી પડીને તેને જ લઇ ફરનારી નથી, તેથી જ તને તેઓ ઠરેલા જીવની દેખાય છે. પણ હું જાણું છું કે તારા કરતાં એઓની વિપત્તિઓ ને દુઃખો તો ચાર ગણાં વધારે છે, પરંતુ સંતોષ અને ખુશમીજાજ રાખવાથી જ તેઓ પોતાને પણ દિલાસો દઇ શકે છે, ને પાડપાડોશીઓને ત્યાં પણ ગભરાટને વખતે દોડી ધામીને જાય છે. હે શીરીન! સંતોષથી તું ઈશ્વર ઉપર તારો વિશ્વાસ રાખ. તું ઈશ્વર તરફ અવિશ્વાસ રાખે છે તેનાં જ તું કડવાં ફળ ચાખે છે. એક ભકતે ગાયેલું પદ સાંભળી તારા ઉકળતા જીવને ઈશ્વરમાં પરોવી સંતોષ પકડ,

" મિથ્યા શીદને માથાકુટ માંડી, શ્રી કૃષ્ણ શૈં ના ભજે ?
તારા મન થકી દેને સર્વ છાંડી, તો તારૂં કામ નિપજે.

તું કહીશ કે મારે હાથે ધન મેળવી, મારી કામનાઓ કયમ પુરી થાશે ?
તેં તો મનુષ્ય આપો આપ મંજુર, તો ઇશ્વર કયમ ભુલી જાશે—શ્રી કૃષ્ણ૦

તું કહીશ કે ધંધા વિના ધન કયમ મેળવું, ધન વિના ઘર કેમ ચાલે ?
તે તો આયુષ્ય સુધી પહોંચાડે પ્રારબ્ધ, મિથ્યા હુંપદમાં મહાલે રે—શ્રી કૃષ્ણ૦

તું કહીશ કે નિવૃત્તિ આગળ ઘડી ન બેસાય, મારી દેહી થાકે છેક માતા;
તું હસ્ત ચરણ તું કરની કારજ, વદને વીઠલ ગાતાં રે—શ્રી કૃષ્ણ૦

વિશ્વંભર બધી વિશ્વનું પુરતો, ખાનપાન અંબર જો વિચારી;
તો પ્રભુથી તું કેમ રહે છે અળગો, તો ખબર ન લે તારી રે—શ્રી કૃષ્ણ૦'

તોય તારૂં મન ન માને તો, ચારે પહોર કામની;
ત્રણ પહોર નિદ્રા કર નિશ્ચે, એક જામ હરી ગુણ ગાની રે—શ્રી કૃષ્ણ૦

જે જે વાતના ખાંચા તેં કહાડયા, તે તે માર્ગ બતાવ્યા;
કેશવ કિર્તન ને ભક્તિ ન ભાવી; તો અઠાવીસ તારે ભાગ્યે આવ્યા રે ચોરાશી-
--શ્રી કૃષ્ણ૦

દાસ ન લાગે હાડ ન ભાગે, ગાતાં ગોવિંદ ગોપાળા;
પણ દયો દેહે જેને ભક્તિ ન ભાવી, તેને લલાટે લખીયા છે કાળા રે-શ્રી કૃષ્ણ."

એ બહેન! તને જે જે અડચણ આવી તે તે તારા ખુદાએ ટાળી. તેં ખાવાનું માગ્યું તો વેરે ખાવાનું આપ્યું. તેં પીવાનું માગ્યું તો પાણી તરત હાજર કર્યું. તેં ઉંઘ માગી તો તરત ઉંઘ આપી. તેં તડકા ટાઢમાં વસ્ત્ર અને રહેઠાણ માગ્યું તો તે પણ માલેકે હાજર કર્યું. બધાં તારાં લાડકોડ તે પૂરાં પાડે છે, છતાં ઇશ્વરને જે અણગમતા બુરા પાંચ શત્રુઓ છે તેને જ તું તારા ઘરમાં વસાવે, તો પછી તે તને દુઃખ ન આપે તો શું આપે ? જે તારા મનના કોડ પૂરા પાડે, જે તારાં ચાહ્યાં લાડ લડાવે, તેના જ શત્રુઓને તું ઘરમાં ઘાલે તો પછી તે તારા ઉપર ખિન્ન થઇ તને સંકટમાં નાંખી પોતાની પક્ષમાં પછી નહી ખેંચે તો બીજું શું કરે?

કાગળ કેરી નાવડી, ઔર પાની કેરા ગંગ;
કહે કબીર કૈસે તિરૂં, પાંચ કુસંગી સંગ.

કબીરજી કહે છે તેમ તારો દેહરૂપી નાવ તો કાગળનો છે અને તારે તરવી છે ત્યારે તો મોટી ગંગા નદી, અને વળી એ દેહરૂપી હોડીમાં બીજા પાંચ પાંચ નઠારા સોબતીઓ તારી સાથે બેઠેલા છે, તો આટલા બધા ભાર છતાં તું તરીને ભવ-સાગરને પેલે પાર કેમ જશે? માટે આ તારી પાંચ ઈંદ્રિયોની ખેંચતાણુના વમળમાં ન પડ અને મન ખુશ રાખીને તારા સંસારસાગરને તરી જા. હજારો શિખામણો અને લાખો દિલાસા તું તારા શરીરમાં ભરી લઇ માત્ર એટલું જ કર, કે તું તારા ખુદા ઉપર જ બેસે, જેથી તારા મનમાં દુઃખનો ઓળોએ આવવા ન પામે. ગમે એવા દુઃખમાં ડહાપણના સોનેરી સખુનોનો ભંડાર તું ભરી રાખીશ, તો અકળામણ વખતે માત્ર એકાદ શબ્દ પણ તને દિલાસો આપવાને કામ લાગશે.

એકવાર એક અમીરને ઘેર આરબ લોકોની મજલીસમાં સઘળાઓ વાતચિત ચલાવતા હતા, ત્યારે એક આરબ મુંગો મંત્ર થઇ બેસી રહીને સઘળું સાંભળ્યા જ કરતો હોવાથી અમીરે પુછ્યું કે, તું મુંગો કાં રહે છે? તેણે જવાબ દીધો કે, એક માણસનો ડહાપણનો ખજાનો ભેગો કરવાની જગા કાન છે. બધાઓની ડહાપણની વાતો તો તેમના મોંમાંથી નીકળીને ખરચાઇ જાય છે અને ડાહી ડાહી સઘળી વાતો હું તો કાનમાં ભરી લઉં છું અને ખરચ કાંઇ કરતો નથી, માટે હું એ જાતના ખજાનામાં બધા કરતાં વધારે શ્રીમંત થયો!" અમીરે કહ્યું:- અચ્છું કહ્યું અચ્છું કહ્યું. ખચિત જ તમે બોધક દિલાસા, ચાનકરૂપી શિખાઓ તમારા કાનની સેફ તીજોરીમાં ભરાય તેટલા ભરી લ્યો ને દુઃખો પડતાં જાય ત્યારે ત્યારે તે ખજાનામાંથી ખર્ચ કરશો તો તમને ઘણી નહી તો થોડી પણ રાહત મળશે.

ઇશ્વર ઉપર વિશ્વાસ રાખીને બેઠેલા કોઈ પાકીજે નર કે નારીના કુટુંબ કબીલા, માલ મીલકત, અને આ જગતનાં તકલદી સુખો ઉપર જ્યારે તોફાનનું વાદળ આવી પડે છે, ત્યારે ખુદા ઉપર પુર ભરોસો રાખીને ધીરજ તથા ડહાપણથી તે પોતાનું કામ લે છે. અને જો તું સમજે શીરીન, તો તે જ ભરોસે તું આ ભવનો તેમ બેહેસ્તનો તારો માર્ગ ખુલ્લો કરી શકશે. તું બેહેસ્તને જોવા જાણવાની શા કાજે આતુરતા રાખે છે? શું બેહેસ્ત એટલું મધુર અને નિશ્ચિત છે કે જે હમેશ લગી ટકશે? ત્યારે તો ખરેખર આવી મિનોઇ આસાએસ તરફ જેઓ બેદરકાર રહે છે, તેઓ ખરે જ મૂર્ખ હોવા જોઈએ. આ દુનિયાના ખાંચામાં તું પડી પડી સબડયા કરશે, પણ દાદારની દરઘા શિવાય તારી દાદ કે ફરિયાદ અહીં નહી લેવાશે. તે પરવર શિવાય તારી દુ:ખી જીંદગીની દયા કોઇ ખાવાનું નથી. આવા આ સંસારની ગલીમાં તું ગોથાં શા કાજે ખાયા કરવા માગે છે? આ સંસાર જ્યારે સંતાપેલો છે, આ દેહ જ્યારે સડી ગયેલો છે, આ જગત જ્યારે મિથ્યા છે અને અકેકને દુ:ખમાં દિલાસો આપવા જેવી દયા કોઈનામાં રહી નથી ત્યારે માયામાં શા માટે લપટાય છે?

જીસ દુનીયાં બીચ દયા ધરમ નહી,
ઇસિ દુનીયાં બીચ રેહના કયા રે?

રહેવું. આ દુનિયામાં ઇશ્વર રાખે ત્યાં સુધી રહેવું, પણ ૩-૫ દહાડાની જીંદગીને ખાતર બળાપા, ઝુરાપા અને દહાડો ને રાત સંતાપામાં રહેવું જોઇતું નથી. દરેક બનાવને "આફતનું વાદળ" તરીકે જોવાસારૂ જીવવાનું નથી, મગર જીવને શાંતિ અને નચિંતાઈથી રાખીને રહેવાનું છે.

ધિ

# પ્રૅક્ટીકલ સાઈકૉલૉજી

અથવા

તંદુરસ્તી, સંસારસુખ, અને આત્મિક સુખ મેળવવાની ચાવી.

જેમાં

| | | |
|---|---|---|
| કુદરતનું ચૈતન્ય, | મેન્ટલ હીલીંગ, | થૉટ ફોર્સ, |
| વીલ પાવર, | માઇન્ડ રીડીંગ, | ટેલીપથી, |
| ફ્રેનૉલૉજી, | મેસમેરીઝમ, | આત્મજ્ઞાન, |

વિગેરે વિદ્યાઓનો સંગ્રહ,
પ્રાચીન, અર્વાચીન વિદ્વાનોની સાહેદતો અને ચિત્રો સાથે છે.

રચનાર,
**દીનશાહ શાપુરજી હોમીયાર.**

ત્રીજી આવૃત્તિ
કિમ્મત રૂ. ૩-૮-૦

છપાવી પ્રસિદ્ધ કરનાર:
**એન. એમ. ત્રિપાઠી ઍન્ડ કંપની.**
પ્રીન્સેસ સ્ટ્રીટ, કાલબાદેવી રોડ,
મુંબાઇ.